# કાળિયાર

અને

બીજી પ્રાણીકથાઓ

મનુભાઈ જોધાણી.

ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય
ગાંધી રસ્તો :: અમદાવાદ

પ્રકાશક : ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય ગાંધી રસ્તો
શંભુલાલ જગશીભાઈ શાહ : અમદાવાદ

---

ચિત્રકાર : શ્રી રવિશંકર પંડિત



પ્રથમ આવૃત્તિ
ઈ. સ. ૧૯૩૯
દોઢ રૂપિયો



---

મુદ્રક : મણીલાલ કલ્યાણદાસ પટેલ
સૂર્યપ્રકાશ પ્રિ. પ્રેસ : પાનકોરનાકા : અમદાવાદ

## અ ર્પ ણ

જેમની પ્રેરણાથી આ વાર્તાઓ પ્રગટ થઈ છે તે શ્રીમાન લાઠીનરેશ શ્રી. પ્રહ્‌લાદસિંહજી સાહેબને—

મનુભાઈ જોધાણી

## આ લેખકનાં બીજાં પુસ્તકો

સુન્દરીઓનો શણગાર—ભા. ૧
સુન્દરીઓનો શણગાર—ભા. ૨
સોરઠી જવાહિર
ખાટી મીઠી બાળવાતો
સોરઠી વિભૂતિઓ
સાહસકથાઓ ભા. ૧-૨
સોરઠી શૂરવીરો
આકાશી ચાંચિયો
ગામડાનું ગૌરવ
સ્વામી સહજાનંદ
મોહાસા
ઝૂમણું
ખૂની આંખ
અદ્‌ભુત સુવાનો
નાગમતી
જનપદ
બિન્દુ

## હવે પછી

શૌર્યનાં તેજ (છપાય છે)
પૂરાતન શહેરો
પડળ
પ્રવાસ-પત્રો
ફૂલછાબડી
ખૂની કોણ અને બીજી વાતો

## લેખક તરફથી

મારું બચપણ મોટે ભાગે ગામડામાં વીત્યું છે, એટલે સીમમાં રખડતાં પ્રાણીઓનું નિરીક્ષણ કરવાની ટેવ પડેલી; તે પછી અંગ્રેજી માસિકોમાં એ પ્રાણીઓની વાર્તાઓ વાંચી અને પુસ્તકો દ્વારા પ્રાણીજીવનની વાંચન-ભૂખ ઊઘડી; એટલે શિકારીઓની વાતો અને તેમના અનુભવો સાંભળ્યા. એ રીતે નિરીક્ષણ, વાંચન, અભ્યાસ અને અનુભવનો સંભાર એકઠો કરી આ પ્રાણીકથાઓ લખવાની શરૂઆત કરી ત્યારે, 'આવી કથાઓ વાચકોને ગમશે?' એ પ્રશ્ન ઉપસ્થિત થયેલો; પણ આ પુસ્તકમાં છપાયેલ 'કાળિયાર'ની વાર્તા 'નવચેતન'માં છપાઈ ત્યારે જન્મભૂમિના કલમ કિતાબકાર ભાઈશ્રી ઝવેરચંદ મેઘાણીએ આવી વાર્તાઓ લખવા પ્રોત્સાહન આપ્યું ને વાર્તાઓ લખાવા માંડી.

આ વાર્તાઓ લાઠીના શિકાર-શોખીન ના. ઠાકોર સાહેબ શ્રી પ્રહ્લાદસિંહજી સાહેબે વાંચીને મને ખૂબ ઉત્સાહ આપ્યો અને સહાનુભૂતિ દાખવી આ વાર્તાઓને પુસ્તક આકારે પ્રગટ કરવાની સૂચના કરી; એટલે આ સંગ્રહ ગુજરાતી વાચકો પાસે રજૂ કરવાનું સાહસ કર્યું છે.

પણ એ બધાની પાછળ એક શિકાર-શોખીન મિત્રની સૂચનાઓ ભૂલી શકું તેમ નથી. મારી વાર્તાઓ છપાતી જતી તેમ તેમ વાંચીને તે સંબંધી પોતાના અભિપ્રાયો કહેવા હંમેશાં તત્પર રહેતા મારા મિત્ર ડૉ. કદમને ભુલાય

તેમ નથી. આ પુસ્તકમાં 'શિકારીની દૃષ્ટિએ' એક લાંબો પરિચય લેખ લખી તેમ જ એ દૃષ્ટિએ જ મારી કથાઓને કસી તેમણે મને આભારી કર્યો છે.

આમાંની જે જે વાર્તાઓ જે જે માસિકોમાં પ્રકટ થયેલી, તેમાં વાર્તાને અનુષંગીને જે ચિત્રો છપાયેલ તેના ઉપરથી પુસ્તકને ઉપયોગી કદમાં નવા બ્લોકો બનાવી લેવાની રજા આપનાર તે તે માસિકના તંત્રીઓનો હું આભારી છું; એથીયે વધારે તો આ વાર્તાઓ લખવામાં જેમનું મૂળ મેટર મેં વાંચીને ઉપયોગ કર્યો છે તે મૂળ લેખકોનો ઋણી છું.

આ પુસ્તક પ્રગટ કરવા બદલ ગુર્જર ગ્રંથરત્ન કાર્યાલયના સંચાલક ભાઈશ્રી શંભુલાલનો અને આ વાર્તાઓને સુધારવાની કડાકુટમાંથી મને બચાવી લેનાર મારા મિત્ર શ્રી ધીરજલાલ ધનજીભાઈ શાહનો આભાર માનવાનું મારે સાથે સાથે ભૂલવું ન જોઈએ.

આપણે ત્યાં આજે કોલેજોમાં Zoology નો વિષય શિખવાય છે, તેવા વિદ્યાર્થીઓને વાર્તાઓ દ્વારા એવું સાહિત્ય મળે તો રસપૂર્વક વાંચી શકે એવી ભાવના આ પુસ્તક પ્રગટ કરતી વખતે મારા મનમાં ઉદ્ભવી છે; પણ તેના ઉઠાવ ઉપર એ ભાવના સિદ્ધ થવાનું અવલંબન રહે છે; એટલે તે વિષે કાંઈ ન લખતાં, બીજાં પ્રાણીઓ સંબંધી વાર્તાઓ લખવાનું પ્રોત્સાહન ગુજરાતી સાહિત્યરસિક વાંચકો આપશે તો આ શ્રમ સફળ થયો માનીશ.

અમદાવાદ
તા. ૧-૧૧-૩૯

મંજુભાઈ મહેતા.

# શિકારીની દૃષ્ટિએ

મારા મિત્ર મનુભાઈની 'કાળિયાર અને બીજી પ્રાણીકથાઓ'નું થોડા વખતમાં પ્રકાશન થનાર છે, એવું પ્રજાબંધુના 'સાહિત્યવૃત્ત'માં મારા વાંચવામાં આવ્યું, તે પળે મને લગીરે ખ્યાલ નહોતો કે તેની પ્રસ્તાવના લખવાનું મારે ફાળે આવશે; પણ એ નિમિત્તે, એક સાંજે અચાનક એ પુસ્તકના ફરમા મારા હાથમાં આવ્યા, ત્યારે મારું હૃદય આનંદથી થનગની ઊઠયું; કારણ, હું જાણું છું તેમ આપણું સાહિત્ય આ દિશામાં નહિ જેવું જ વિકસ્યું છે. શ્રી. જીવરામ જોષીની 'શિકારિકા' કે 'શિકાર-કથાઓ', શ્રી. હિનુભાઈ જોશીની 'શિકારિકા-ભાગ બીજો' શ્રીરામશર્માની 'શિકાર' વાર્તાઓનો શ્રી. કિસનસિંહ ચાવડાએ કરેલ અનુવાદ કે ઇતર બાલસાહિત્યમાં ક્યાંક ક્યાંક દેખા દેતી આપણાં પાળેલાં પ્રાણીઓની વાતો અથવા કુમારના 'વનેચર'નાં 'વનવગડાનાં વાસી' સિવાય આપણી ભાષામાં આવું સાહિત્ય નહિ જેવું જોવામાં આવે છે, એટલે જ એ દિશામાંનો આ સફળ પ્રયત્ન ખૂબ ખૂબ સ્તુત્ય અને આવકારદાયક છે. આ પુસ્તકને હું સફળ એટલા માટે ગણું છું કે, બાળકોયે સહેલાઈથી સમજી શકે અને હોંસે હોંસે

વાંચી જાય તેવી તેની સાદી સરળ લખાવટ છે, પાળેલાં કે આપણામાં હળી ગયેલાં જાનવરોથી માંડીને જંગલનાં ભયંકર હિંસક પ્રાણીઓ સુધીની વિવિધતા લેખકે આપણને આપી છે અને એ બધાં પ્રાણીઓની શારીરિક વિશિષ્ટ-તાઓ, તેમની દિનચર્યા તથા તેમની કુદરતી ખાસિયતોનું વિગતવાર વર્ણન સચોટ અને રસપૂર્ણ શૈલીમાં તેઓ આપી શક્યા છે.

શ્રી. જીવરામ જોષીની ' શિકારિકા ' અને ' શિકાર-કથા-ઓ 'માં પ્રાણીઓના શિકારની અને હિંસક પ્રાણીઓના શિકાર સિવાય બીજી રીતે તેમની સાથે સંબંધ ધરાવતી હળવી વાતો છે. લેખકની શૈલી એવી સરસ છે કે પુસ્તક હાથમાં લીધા પછી પૂરું કર્યા વગર નીચે મૂકવું ન ગમે. લેખકને શિકારનો અનુભવ છે એમ પણ તેમની વાતો પરથી પ્રતીત થાય છે; છતાં શિકારશાસ્ત્રની અને ભૌગોલિક દૃષ્ટિએ જોતાં, શરતચૂકમાં અથવા આપણી જનતાને કંઈક અવનવું આપવાના ઉત્સાહના અતિરેકમાં, તેમણે કેટલીક અદ્દભુત વાતો કહી નાખી છે.

દાખલા તરીકે, તેમણે હિમાલયનાં અને બિહારનાં જંગલોમાં સિંહનું અસ્તિત્વ હોવા વિષે લખ્યું છે. મારા, જંગલખાતાના અને શિકારી મિત્રોને પૂછતાં તેઓ આ બાબતનો ઇનકાર કરે છે. હું પોતે પણ એમ જ માનતો હતો કે કાઠિયાવાડના ગીરનાં જંગલ સિવાય હવે હિંદુ-સ્તાનમાં સિંહનું અસ્તિત્વ ક્યાંય રહેવા પામ્યું નથી. તે ઉપરાંત એક સિવિલિયન અમલદાર (C. A. Kincaid) પોતાના Indian Lions એ નામના પુસ્તકમાં લખે છે કે,

 

“ જ્યારે અંગ્રેજો હિંદમાં આવ્યા ત્યારે સિંહ પોતાનું વર્ચસ્વ મધ્ય હિંદ, ગુજરાત અને કાઠિયાવાડમાં ધરાવતો હતો, પરંતુ અંગ્રેજોએ તેને સંપૂર્ણ હાર ખવડાવી, તેથી મધ્ય હિંદ અને ગુજરાતમાં તેનું નામનિશાન ન રહ્યું; હવે ફક્ત કાઠિયાવાડના જુનાગઢ સંસ્થાનમાં તેનું આશ્રય-સ્થાન રહ્યું છે. ત્યાં વાઘનું અસ્તિત્વ નથી અને અંગ્રેજ શિકારીઓ સામે નવાબ સરકાર સિંહને રક્ષણ આપે છે.* આ સિવાય હાર્મવર્થસ્ યુનીવર્સલ એનસાઇક્લોપીડિયાનાં પાન ૪૯૦૦ ઉપર સિંહ વિષે લખવામાં આવ્યું છે કે, કાઠિયાવાડના ગીર જંગલ સિવાય સિંહનું અસ્તિત્વ હવે ક્યાંય રહ્યું નથી; ઈ. સ. ૧૮૮૫ પછી આ ભાગ સિવાય હિંદુસ્તાનના બીજા કોઈ ભાગમાં સિંહ જોવામાં આવ્યો નથી.+ વસ્તુસ્થિતિ આમ હોવા છતાં, શ્રી. જોષીએ અને તેમના મિત્રોએ કાઠિયાવાડ સિવાય હિંદમાં

---

* ‘ When the English came, the lion waa still holding out against the invader in Central India, Guzarat and Kathiawar; but the English completed the lion's defeat; it was exterminated in the two former provinces and its only refuge left is in Junagadh, a state in Kathiawar where there are no tigers and where H. H. The Nawab preserves the lion against English sportsmen.

+ It is now extinct except in the Gir forest of Kathiawar where it is to some extent preserved. No lion has been found elsewhere in India since abont 1885.

બીજે ક્યાંય સિંહ જોયો હોય તો તે વાત, તેના વંશનો વિચાર કરતાં ખરેખર વધાવી લેવા જેવી છે. તેમણે લખેલી સાપના શિકારની વાત અદ્‌ભુત છે. સાપ જેવા પ્રાણીને મારવા બંદૂકમાં ગોળી જ ભરવી જોઈએ અને નિશાન બરાબર તાકવું જોઈએ એવું કંઈ નથી. કારતૂસ ભરી શકાય તેવી બંદૂકમાં અડદના દાણા જેટલા છરા ( સીસાની નાની ગોળીઓ ) વાળો કારતૂસ ભરી સાધારણ નિશાન લઈ તે ફોડવામાં આવે, તોપણ ગમે તેવો મોટો સાપ મરણ-તોલ થઈ પડે છે; પણ ઘણાખરા દેશી શિકારીઓ પાસે કારતૂસની બંદૂકો ( Breech Load Guns ) હોતી નથી અને નાળના છેડેથી દારૂ, છરા, ગોળી વગેરે ભરવાની બંદૂકો ( Muzzle Loading guns ) હોય છે; આવી બંદૂકમાં દારૂ ભરી તે પર સખત કાગળ કે કપડાનો ડૂચો મારી, તે ઉપર છરા અથવા અડદના દાણા અને તે ન હોય તો છેવટે પાણી ભરી સાપની સામે નિશાન તાકી બંદૂકની ચાંપ દાબી, સાપના કૂચેકૂચા ઉડાવી દેતાં મેં તેમને જોયેલા છે; તેમ જ છરાવાળા કારતૂસથી મેં પોતે પણ કેટલાક સાપને ઉડાવી દીધેલા છે.

તે જ પ્રમાણે શાહુડીના શિકારમાંયે શ્રી. જોષીએ ' બંદૂકથી શાહુડીનો શિકાર થાય જ નહિ, ' એવો નિશ્ચયાત્મક ઉલ્લેખ કરેલો છે તે જરા ભૂલથાપ ખવડાવનારો છે. બંદૂકમાં અડદિયા છરાનો કારતૂસ અગર છરા ભરી શાહુડીના માથા પર તે ફોડવામાં આવે તો શાહુડી તરત મરી જાય છે, એ મારા અનુભવની વાત છે.

સૂવરના શિકારમાં તેઓ કહે છે કે ' સૂવરને ચામડી

નથી હોતી એમ કહીએ તો ચાલે; માણુસના શરીર જેવી જ પાતળી ચામડી હોય છે, તેથી ચામડું ઉતારવાની કાંઈ પંચાત નહિ.' વાસ્તવિક રીતે સુવરની ચામડીને માણુસના શરીર સાથે અથવા માણુસની ચામડી સાથે સરખાવી શકાય નહિ એટલી તે સખત (Tough) હોય છે; એટલે તે પ્રાણીનો માંસાહાર કરનારાને તે ઉતારી નાખવી પડે છે; તદુપરાંત એ ચામડાંની ચીવટાઈને લીધે પાશ્ચિમાત્ય દેશોમાં ઢોરનાં ચામડાંની પેઠે તેનો મોટો વેપાર ચાલે છે.

શિકાર-કથાઓમાં તેમણે એક ઠેકાણે લખ્યું છે કે, 'ધીમેથી બંદૂકના કંદા ઉપર આંગળી પટકી.' કંદો અથવા કુંદો એટલે બંદૂકનો પાછલો લાકડાંનો છેડો, જેને નિશાન તાકતી વખતે ખભા પર ટેકવવામાં આવે છે તે. અંગ્રેજીમાં તેને 'બટ્ટ' (Butt) કહેવામાં આવે છે. નિશાન વખતે ડાબા હાથની આંગળીઓ નાળની નીચે અને જમણા હાથની આંગળીઓ ચાંપ (Trigger) નીચે આવી જાય છે; કંદા સાથે તેમને કંઈ સંબંધ હોતો નથી.

તે જ પ્રમાણે, 'બંદૂકનો ઘોડો દબાવ્યો,' એવું વાક્ય લેખકે ક્યાંક ક્યાંક વાપરેલું છે. તેમાં લેખકનો દોષ નથી; ગુજરાતી ભાષામાં જ એ વાક્ય રૂઢ થઈ ગયેલું છે. ખરી રીતે બંદૂકમાં ઘોડો અને ચાંપ જુદી વસ્તુઓ છે; નાળ અને કુંદાની વચ્ચે, ઘોડો ઉપર હોય છે અને ચાંપ નીચે હોય છે; અંગ્રેજીમાં તેમને અનુક્રમે 'હેમર' (Hammer) તથા 'ટ્રીગર' (Trigger) તરીકે ઓળખવામાં આવે છે. કારતૂસવાળી બ્રીચલોડ બંદૂકોમાં ઘોડા વગરની (Hammerless) બંદૂકો પણ આવે છે; એટલે બંદૂક ફોડતી

વખતે જમણા હાથની અંગૂઠા પાસેની આંગળી (તર્જની) વડે ચાંપ દાબવાથી ઘોડો પડે છે; અર્થાત્ બંદૂક ફોડનારને ઘોડાને દાબવાપણું કે અડવાપણું હોતું જ નથી.

એક ઠેકાણે શ્રી. જોષીએ લખ્યું છે કે, 'બે નાળવાળી રાયફલ હતી.' જેને સાદી ભાષામાં આપણે બંદૂક કહીએ છીએ, તેના જાણકારોની ભાષામાં મુખ્ય બે વર્ગ પડી જાય છે; એકને રાયફલ ( Rifle ) તરીકે ઓળખવામાં આવે છે; બીજાને 'ગન' (Gun) તરીકે ઓળખવામાં આવે છે. રાયફલ લાંબા પલ્લા પરના અને મોટા શિકાર માટે વપરાતું હથિયાર હોય છે. દરેક રાયફલની બનાવટ પ્રમાણે તેમાં અમુક વજન અને કદના જ કારતૂસો વપરાય છે. રાયફલો બે નાળવાળી આવે છે ખરી, પણ સારા શિકારીઓ મોટે ભાગે તે પસંદ કરતા નથી, કારણકે તેવી રાયફલો કરતાં, એક નાળ હોવા છતાં પાંચ પાંચ કારતૂસ સાથે રહી શકે તેવા ખાના ( Magazine )વાળી રાયફલો વજનમાં હલકી અને વાપરવામાં સુગમતા ભરેલી હોય છે. ઉપરાછાપરી પાંચ અવાજ કરતાં સુધી તેમને ફરી ફરી ભરવાની કડાકૂટ હોતી નથી, તેથી મોટા અને ખાસ કરીને હિંસક પ્રાણીઓના શિકાર માટે તે સહીસલામતીભર્યું ને વિશ્વાસપાત્ર હથિયાર ગણાય છે. 'ગન' (Gun) ના પ્રકારમાં ગણાતી બંદૂકો સાધારણ પલ્લા ઉપરના નાના મોટા બધા શિકારો માટે ઉપયોગમાં આવે છે; તેમાં કારતૂસ ભરવાની ( Breech Loading ) અને નાળને છેડેથી છરા કે ગોળી ભરવાની (Muzzle Loading) એવી બે મુખ્ય જાતો હોય છે. નાળના મોઢેથી દારૂગોળી

ભરવાની બંદૂક ફોડવા માટે જૂના જમાનામાં સળગાવેલી જામગરી (સૂતરની વાટ) નો ઉપયોગ કરવામાં આવતો; આવી જામગરીવાળી બંદૂકો હવે તો ક્યાંક ક્યાંક જંગલોમાં ભટકનારી જાતો પાસે જ જોવામાં આવે છે; બાકી સર્વ ઠેકાણે આ જાતની બંદૂકોમાં, હવે તેમનું સ્થાન કેપ (Cap)વાળી બંદૂકોએ લીધું છે. આવી બંદૂકના વચભાગે નાળ (Barrel) ના છેડા પર ઘોડા (Hammer)ની બરાબર નીચે તેમાં સમાઈ જાય તેટલા કદની એક નાનકડી કુલી હોય છે. તે પોલી હોઈ નાળના પોલાણ સાથે તેને સંબંધ હોય છે. આ કુલી પર પોટાશ ભરેલી કેપ મૂકી હોય ત્યારે, તેના પર ઘોડો પડતાં જ કેપમાંનો પોટાશ ફૂટી તેની ચિનગારીથી કુલીની અંદરનો દારૂ સળગી ઊઠે છે અને તે સળગતો સળગતો નાળમાં જઈ તેની અંદરની ગોળી કે ગોળીઓને અસાધારણ વેગમાં બહાર ધકેલી દે છે. એટલે જામગરી (સૂતરની વાટ) સળગાવી તે વડે કુલીમાંના દારૂને ચેતવવાની કડાકૂટ દેખીતી રીતે આવી કેપવાળી બંદૂકોમાં રહેતી નથી; જો કે જામગરીવાળી બંદૂકોની પેઠે જ આ બંદૂકોમાં દારૂ, કાગળ કે કપડાંનો ડૂચો, ગોળી કે છરા અને તે પછી ફરી કાગળ કે કપડાંનો ડૂચો, એ ક્રમમાં તે બધું ભરવું જ પડે છે. તે માથાકૂટ કારતૂસવાળી બંદૂકો વાપરનારને વહોરવી પડતી નથી, કારણ કારતૂસમાં એ બધું ઉપર આપેલા ક્રમમાંજ ભરેલું હોય છે. તે ઉપરાંત તેમાં જ દારૂવાળા છેડે કેપ પણ બેસાડેલ હોય છે. બંદૂકનો ઘોડો પડતાં જ આ કેપ પર ઘોડા નીચેની ખીલી દબાવાથી તે ફૂટે છે અને પરિણામે કારતૂસની અંદરનો

દારૂ સળગી, છરા કે ગોળીને પૂર વેગમાં નાળ બહા
છે. આ બંદૂકોમાં ભરવાના કારતૂસો, શિકારની જાત
લગભગ બાર નાનાં મોટાં કદની ગોળીઓવાળાં મળ
છે. આ બંદૂકોમાં પાછી એક નાળવાળી અને બે
વાળી એવી બે જાતો છે. સગવડતા ખાતર શિક
એક નાળવાળી કરતાં બે નાળવાળી બંદૂકો જ વધારે
કરે છે. કહેવાનું તાત્પર્ય એ છે કે સામાન્ય રીતે એ
વાળી છતાં ઉપરાછાપરી પાંચ અવાજ થઈ શ
રાયફલો અને બે નાળવાળી સાદી બંદૂકો (Gu
પ્રચાર શિકારીઓમાં વધારે પ્રમાણમાં જોવામાં આ

શ્રી. જોષીએ તેમના શિકાર–સાહસોમાં ઘણે
તમંચા કે પિસ્તોલના ઉપયોગનો ઉલ્લેખ કરેલો છે.
કોએ એટલું લક્ષ્યમાં રાખવાની જરૂર છે કે, મોટા ને
પ્રાણીઓના શિકારમાં તમંચા કે પિસ્તોલનો ઉપયે
રીતે જોખમભરેલો છે; પહેલું એ કે પિસ્તોલથી સ
અંતર પૂરતુંયે નિશાન તાકવાનું, આપણને લાગે છે
સહેલું નથી; ચિત્રપટોનાં સાહસો (Stunts) જો
બહુ સહેલું જણાય છે, પણ વાસ્તવિક રીતે જોઈ
બંદૂકના નિશાનબાજો પણ મહાવરા વગર પિસ્તોલથી
તાકવામાં ઘણી વાર નાસીપાસ થાય છે; એટલે તેનો
ઉપયોગ કરવા માટે સારા અભ્યાસની જરૂર હૈ
જોખમનું બીજું કારણ એ છે કે, બહુ જ પાસેના
સિવાય મોટા શિકારને મારવા માટે કે મરણતોલ ઘાય
માટે તેની ગોળી પૂરતી જોરદાર હોતી નથી; એટલે
શિકારોમાં આવાં સાધનનો ઉપયોગ કરવામાં શિકારી

મોતને નોતરવા સિવાય બીજું કંઈ ડહાપણ કરતો નથી.

શ્રી. જોષીએ માંચડા પરથી હિંસક પ્રાણીઓનો શિકાર કરનારાને નામરદ ગણી ઠેર ઠેર વગોવ્યા છે; છતાં તેમણે અને તેમના મિત્રોએ એવા શિકારમાં અવારનવાર કોઈ ઝાડનો, ટેકરીનો કે પથ્થરનો આશરો લીધાનું તેઓ કબૂલ કરે છે; એટલે આત્મરક્ષણનો થોડોઘણોયે પ્રયત્ન કર્યા વિના તેમને છૂટકો નહોતો, એ વાત પ્રતીત થાય છે. એમાં કશુંયે નિંદ્ય નથી; કારણ પોતાના કરતાં અનેકગણાં બળવાન પ્રાણી સાથે બાથ ભીડતાં પહેલાં સ્વરક્ષણની અગમચેતી વાપરવામાં નાનમ નથી, પણ તેમાં ડહાપણ જ સમાયેલું છે. હિંસક પ્રાણી પોતે જ એ પાઠ આપણને શીખવે છે. તે આપણા કરતાં કે તેના શિકાર કરતાં ઘણું જ બળવાન હોય છે, છતાં તે સ્વરક્ષણ પ્રત્યે લગીરે બેદરકાર હોતું નથી. ગમે તેવા શિકારમાં તે બહુ સાવધગીરીથી વર્તે છે, ચોરીચૂપકીથી હુમલો કરે છે કે છેતરપિંડીના દાવ રમે છે; ત્યાં મનુષ્ય કોણ માત્ર?

આ બધું નિખાલસ રીતે સાચા શિકારીની અદાથી (In a sportsman spirit) હું વાંચકો સમક્ષ મૂકું છું. શ્રી. જોષીનાં સાહસો માટે મને અપૂર્વ માન છે. ગુજરાત આવા સાહસિક વીરોને ઝંખ્યા કરે છે; ગુજરાતીઓ તેમની સાહસ-કથાઓને ઝીલવા તત્પર છે; તે જ પળે શ્રી. જોષી તેમના અનુભવની વાતો તેમની આગળ રજૂ કરે છે. તે વાતોને લગતી કેટલીક ચોખવટ કરવાનો મને ઉમળકો આવ્યો, તેને હું અહીં દબાવી શક્યો નથી. હું સમજું છું કે અત્યારે હું શ્રી. જોષીના પુસ્તકની પ્રસ્તાવના લખવા નથી

બેઠો, પણ શ્રી. જોધાણીના પુસ્તકની પ્રસ્તાવના લખવા બેઠો છું; છતાં આપણા લોકો જે વિષયથી લગભગ અજાણ્યા જેવા જ છે, તેમને તે સંબંધમાં આપણા સાહિત્યમાં બીજે ક્યાંય જે જાણવા ન મળ્યું હોય તે. આ નિમિત્તે પણ તેમની આગળ ધરવું એટલો જ મારો નમ્ર ઉદ્દેશ છે. તદુપરાંત વાંચકોના હાથમાં અત્યારે જે પુસ્તક છે તેમાંના વિષયોનો અને મેં આપેલી વિગતોનો સીધો નહિ, તોયે આડકતરો સંબંધ છે, એ દેખીતું છે.

શ્રી. દીનુભાઈ જોશીના ‘ શિકારિકા ’ ભાગ–બીજામાંની વાતોમાં ક્યાંક ક્યાંક અજુગતી વિગતો દેખાય છે, પરંતુ તે વાતો સાચા અનુવાદરૂપે જ આપણને મળેલી હોઈ તે બાળકોને રીઝવવાના ઉત્સાહમાં મૂળ લેખક આડાઅવળા દોરવાયા હોય એ સંભવિત છે. તેમાં અનુવાદકનો શો દોષ ?

શ્રીરામ શર્માની વાતો સહજ અને સુંદર રીતે લખાયેલી છે; તેમાં ક્યાંય અતિશયોક્તિ તરી આવતી નથી. વળી તેનો અનુવાદ તળપદી ભાષામાં શ્રી. કિસનસિંહ ચાવડાએ કરેલો છે, તેથી તેમાં પરભાષાની કે પારકા સાહિત્યની લગીરે ગંધ આવતી નથી.

તે સિવાય ‘ કુમાર ’ માસિકના ‘ વનેચર ’ ( શ્રી. હરિનારાયણ ગિરધરલાલ આચાર્ય ) પ્રાણીજીવનના અભ્યાસીઓથી અજાણ્યા નથી. આપણી વચ્ચે કે વનવગડામાં વસતાં પક્ષીઓ તથા જીવજંતુઓ વિષે તેમની સરલ શૈલીમાં તેમણે ખૂબ લખ્યું છે; એ વિષયનો તેમને અજબ શોખ છે; તેઓ તેના ઊંડા અભ્યાસક છે. અલબત, આંચળિયાં પ્રાણીઓ ( Mammals ) તરફ તેમણે ઘણા ભાગે ઉદા-

સીનતા બતાવી છે, છતાં પક્ષીઓ અને જીવજંતુઓની સૃષ્ટિને. એટલે આપણા સાહિત્યની એક લગભગ વણખેડાયેલી બાજુને એવી ઝીણવટથી તેમણે આપણી આગળ રજૂ કરી છે, કે તેમની એ લેખમાળા આ જાતના સાહિત્યમાં ચિરંજીવ સ્થાન લે તો એમાં કંઈ નવાઈ નથી; પરંતુ સામાન્ય દૃષ્ટિએ જોતાં તેમનું લખાણ નિબંધાત્મક અને ચુસ્તરીતે શાસ્ત્રીય હોવાથી, આમ–જનતા તેનો પૂરેપૂરો લાભ લેતી હશે કે કેમ એ શંકાસ્પદ વાત છે.

અને આ સિવાય બાલસાહિત્યના અનેક પ્રકાશનોમાં દેખા દેતી પ્રાણીકથાઓનું પૂછવું જ શું? જે પ્રાણીઓ વિષે તે લખવામાં આવી હોય છે તેમના વિષેનું સાચું જ્ઞાન તેમાં નહિ જેવુંજ હોય છે. એવી વાતો પાછળનો મુખ્ય આશય બાળકોને આનંદ અને અજાયબીમાં ગરકાવ કરવાનો હોય છે, એટલે આપણી આજની દૃષ્ટિએ એ વાતોની આપણે ઊંચી કિંમત ન આંકી શકીએ.

અર્થાત્, આજે આપણી નજર સામે આ જાતનું જે સાહિત્ય પડેલું છે, તેનું ટૂંકમાં વિવરણ કરીએ તો શિકાર–સાહિત્યમાં આપેલાં પ્રાણીઓની શારીરિક વિશિષ્ટતાઓ અને તેમની ભિન્ન ભિન્ન ખાસિયતોનો તેમાં ઝીણવટથી ઉલ્લેખ કરેલો જણાતો નથી. ‘ વનેચર ’નાં ‘ વનવગડાનાં વાસી ’ માં આંચળિયાં પ્રાણીઓ (Mammals) નો સમાવેશ ન હોવાથી તેમના વિષે આપણને કંઈ જાણવા મળતું નથી અને ઇતર બાળસાહિત્યમાંની પ્રાણીકથાઓ પરિકથાઓ જેવી હોય છે: એ દૃષ્ટિએ જોતાં કેટલાંક નાનાંમોટાં આંચળિયાં પ્રાણીઓની, વાર્તારૂપે શાસ્ત્રીય માહિતી એકજ સ્થે

આપનારા પુસ્તકની આજ લગી આપણા સાહિત્યમાં ખો
હતી, એમ કહેવામાં હું કદાચ ભૂલતો નથી.

'કાળિયાર અને બીજી પ્રાણીકથાઓ'નું સર્જ
આપણા સાહિત્યમાંની એ ખોટ પૂરી પાડે છે. લેખક એ
એક પ્રાણીકથા સાવ હળવા રૂપમાં આપણી આગળ ર
કરે છે; છતાં દરેક પ્રાણી વિષેની શાસ્ત્રીય વિગતો મેળવવામ
અને તેમનું વાર્તારૂપે સંકલન કરવામાં તેમણે ખૂબ કાળ
રાખેલી છે, એટલે પોતાની ધારણાને મૂર્તરૂપ આપવામ
તેઓ મોટે ભાગે સફળ થયા છે. શાસ્ત્રીય વિગતોને હળવ
રૂપમાં મૂકવાનું કાર્ય એટલું કપરું છે કે આટલી સફળત
સિદ્ધહસ્ત લેખક વિના બીજા કોઈને કદી ન જ મળી શ

છતાં To err is human (મનુષ્ય માત્ર દોષ
પાત્ર છે); ત્યાં મનુષ્યની એકાદ કૃતિની શી વિસાત? દૂધ
માંથી પોરાં ગોતવાનાં ચશ્માં ચઢાવી, આ પુસ્તક હાથમ
લઈને બેસીએ તો, જરૂર તેમાંયે ક્યાંક ક્યાંક દોષ રહ
ગયેલા જણાશે; ચાલો, એ દૃષ્ટિએ આપણે પહેલી કાળિયારન
વાત જોઈએ.

'ચાંદની રાતે દેવજી મારો ઘોડો લઈ હરણોની પાછળ
પૂરપાટ જાય છે, હું તેમની પાછળ તાકી રહું છું. હર
ણોની પાછળ દેવજીને પૂરપાટ જવું પડ્યું, એટલે સહજ
એ અંતર ઠીક ઠીક પ્રમાણમાં હોવું જોઈએ; એટલ
અંતર પરની દેવજીની હરણ સાથેની રમતો હું રાતના વખ
(ભલે ચાંદની હોય) જોઈ શકું છું; વળી દેવજી ઝૂંપડીએ
આવ્યો ત્યારે ખાટલો નાખીને હું ફળીમાં પડેલો હોઉં છું;
આ વર્ણનમાં સંકલનાનો દોષ જણાય છે; વળી લેખ

'ઝાડનું થડ ડાળીઓ કાઢે એમ તેમાંથી ફણસવાં ફૂટયાં,' 'ઘણી શાખાવાળાં બે ઝાડ ઝપાટા પૂર વધ્યે જાય એમ એને માથે બે દુઃખનાં ઝાડ ઉગ્યાં,' 'જમણા શીંગડાંની પાંચ નાની ડાંડલીઓ,' વગેરે વાકયોમાં કાળિયારના શીંગડાંનું અજાુગતું વર્ણન કરેલું છે.

આ સ્થળે મારે હરણ વિષે થોડુંક કહેવું ઘટે છે. દક્ષિણ આફ્રિકા અને ઓસ્ટ્રેલિયા સિવાય દુનિયાના બધા ભાગોમાં તેનું અસ્તિત્વ છે; ઉષ્ણકટિબંધથી માંડીને બરફવાળા પ્રદેશોમાં તે રહી શકે છે; ફક્ત રણમાં તે જોવામાં આવતું નથી. દુનિયાના બધા ભાગોમાં આજ સુધી ઓળખાયેલી તેની લગભગ સાઠ જાતો છે. તે પૈકી પાળી શકાય તેવી ફક્ત એકજ જાત છે; તેને રેઇનડીયર ( Rein-Deer ) કહેવામાં આવે છે. એશિયા, યુરોપ અને અમેરિકાના ઉત્તર ભાગોમાં તે જોવામાં આવે છે અને ત્યાં તેનો વાહનમાં ઉપયોગ કરવામાં આવે છે. આ જાતના હરણોમાં નર અને માદા બન્નેને ફંટાયેલાં શીંગડાં ( antlers ) હોય છે.

હરણની જંગલી જાતોમાં કસ્તૂરીમૃગ એક વિશિષ્ટ જાત છે. મદમાં આવેલા કસ્તૂરીમૃગની દૂંટીમાંથી કસ્તૂરી નીકળે છે. આ જાત ફક્ત હિમાલયના જંગલોમાં છે. બાકીની જાતોમાં તેના રૂપ, રંગ, કદ અને શીંગડાના આકાર પ્રમાણે સામાન્ય હરણ ( Deer ), ધોળાં ટપકાંવાળાં પશુ કે ચિતળ ( Spotted Deer ), રૂપાળાં શિકારાં ( Chinks ), નાનકડાં ગૂટડાં ( આપણાં જંગલોમાંની જાત ), કદાવર શેમર કે સાબર ( Red deer આ

જાતના નરને Stag કહેવામાં આવે છે.), ફેલોડિયર (ગ્રેટબ્રિટનમાંની એક જાત) વગેરેનો સમાવેશ થાય છે. આ બધી જાતોમાં ફક્ત નરને જ શીંગડાં હોય છે. સાબર-જાતના નર સિવાય બીજી જાતોના નરને અંગ્રેજીમાં 'બક' (Buck) અને માદાને 'ડો' (Doe) કહેવામાં આવે છે. મેં ઉપર જણાવેલાં હરણ, શિકારાં અને ગૂટડાંને સીધાં, વગર ફંટાયેલાં શીંગડાં હોય છે; બાકીની જાતોને ફંટાયેલાં મોટાં શીંગડાં હોય છે. આ શીંગડાં દર વસંતમાં ખરી જઈ તેનાં બદલે ઊગતાં નવાં શીંગડાં વૈશાખ જેઠમાં પૂરેપૂરાં ઊગી રહે છે. ઊગતાં શીંગડાં પર મખમલ જેવું રક્તવાહિનીઓનું જાળું હોય છે. શીંગડાં ઊગી રહ્યાં પછી તે સુકાઈને ખરી પડે છે. શીંગડાં પૂરેપૂરાં ઊગી રહે ત્યારે નર તેના મદમાં હોય છે અને માદાની શોધમાં બીજા કોઈ નર સાથે અથડાય છે ત્યારે બન્ને વચ્ચે ભયંકર દ્વંદ્વ જામે છે અને જે જીતે તેના તરફ માદા આકર્ષાઈ જાય છે. આપણાં સામાન્ય હરણોમાં જે કાળા રંગનો નર હોય છે તેને જ કાળિયાર (Black Buck) કહેવામાં આવે છે. તેનાં શીંગડાં વળવાળાં, ફંટાયા વગરનાં સીધાં, દોઢેક ફૂટ લાંબાં અને અણીદાર હોય છે, છતાં લેખકે તેનું વર્ણન જુદું જ આપ્યું છે, તેમાં તેમની શરતચૂક થયેલી જણાય છે.

તે જ પ્રમાણે 'રાની બિલાડા'ની વાતમાં તેઓ જણાવે છે કે, 'એણે (બિલાડાએ) હરણ પર ઓચિંતો હલ્લો કરી તેનો હૈડિયો પીસી નાખ્યો અને તેને ઉપાડીને કૂવા તરફ ઊપડ્યો.' સતત સાત વરસના ગીરના જંગ-

લોના મારા વસવાટમાં કે ઇતર સ્થળોએ, હરણને મારી કે ઉપાડી શકે એવો રાની બિલાડો કદી મારા જોવામાં આવ્યો નથી, તેમ મારા શિકારી મિત્રોએ કદી જોયો નથી; આપણા વનવગડામાં રખડતા રાની બિલાડાઓ નાની જાતના હોય છે, એટલે તેઓ પોતાના કદ અને શક્તિ પ્રમાણે નાના શિકારો જ કરી શકે છે.

શેળા ( Hedge-hog ) ની વાતમાં તેમણે શાહુડી ( Porcupine )નો ઉલ્લેખ કરેલો છે; શાહુડી શેળાના જેવું પણ તેના કરતાં ઘણું મોટું પ્રાણી હોય છે, છતાં ધ્યાનમાં રાખવાની વાત એ છે કે, તે કંદમૂળ અને લીલોતરી પર જ રહે છે; જ્યારે શેળો કંદમૂળ, ફળો, નાનાં જીવજંતુ, સાપ, પક્ષીનાં ઇંડાં વગેરે વિવિધ પ્રકારના ખોરાકની લિજ્જત માણનારો હોય છે; શેળાના કાંટાની ધુમાડી ભરાઈ ગયેલાં ( સસણી થયેલાં ) બાળકને ફાયદો કરે છે, પણ એ જ બાળક ફરીવાર ભરાઈ જાય તો, શેળાની ધુમાડી સિવાય બીજી કોઈ દવા તેને પછી ફાયદો કરતી નથી, એવી આ તરફના લોકોની માન્યતા છે; ખરું ખોટું પ્રભુ જાણે! આ જ વાતમાં એક ઠેકાણે, ' સાપના મોંમાંથી લીલો ઝેરનો ગરળ નીકળી ગયો. ' એવું વાક્ય આવે છે; સાપનું ઝેર લીલારંગનું હોય, એવી માન્યતા આપણામાં પ્રચલિત છે, પણ શાસ્ત્રીય રીતે જોતાં તે સત્યથી વેગળી છે.

Lyon's Medical Jurisprudenceમાં નાગનાં ઝેરનું વર્ણન નીચે પ્રમાણે આપેલું છે: ' The Venom of the cobra when freshly ejected, is a light amber-coloured liquid like clear

varnish × × ×. It dries rapidly in the air into a yellowish film like gum arabic which tends to split up into bright yellowish scales and grannles. This yellow powder has an acrid odour and it is an irritant to mucous membranes. It is soluble in water, the solution becoming actively toxic. The dried venom retains its activity for several years × × ×.

(નાગનું ઝેર તાજેતાજું મેળવવામાં આવે ત્યારે તે વારનીશ જેવું પીળાશ પડતું પ્રવાહી હોય છે; હવામાં તે જલદી સુકાઈ જાય છે અને ગુંદરની પેઠે તેનું પીળું પડ જામી જાય છે. આ પડની પીળી કરચો અને કણીઓ છૂટી પડતી જાય છે; તેની વાસ ઉગ્ર હોય છે અને સુંવાળી ચામડીને તે અડે તો બળતરા ઊપડે છે; પાણીમાં તે સહજ ઓગળી જાય છે અને એ પ્રવાહી ઝેરી બને છે; આવું સુકાઈ ગયેલું ઝેર વરસો સુધી એવું ને એવું અસરકારક રહે છે.) નાગ સિવાયની બીજી જાતોનાં ઝેર રંગરૂપમાં તથા રાસાયનિક રીતે એકબીજાથી સહેજસાજ નિરાળાં પડે છે; તેના પ્રમાણમાં તેમની ઝેરી અસર ઓછીવત્તી જણાય છે.

હવે વરુ વિષે થોડુંક કહી લઉં; આપણા ગામડાના લોકો સામાન્ય રીતે તેને 'નાર' નામથી ઓળખે છે. કૂતરા સાથે તેનું ઘણું સામ્ય હોવાથી હું પોતે બે વખત તેનાથી છેતરાયો છું; એક વખત હું કેટલાક મિત્રો સાથે શિકારે

ગયેલો ત્યારે, સમી સાંજે આઠ નવ નારનું ટોળું નદી તરફથી અમારા તરફથી ધસી આવતું જણાયું. અંધારું થવા આવ્યું હતું અને તે વખતે, કૂતરા જેવાં પણ ભૂખરા રંગનાં પ્રાણીઓ ટોળા બંધ ધસ્યાં આવે ત્યારે નાર સિવાય બીજા કોઈ પ્રાણીની કલ્પના આપણા મગજમાં ન જ આવે એ સ્વાભાવિક છે; મને પણ એવીજ કલ્પના આવેલી, તેથી બંદૂક ઉપાડવાનો હું વિચાર કરતો હતો ત્યાંજ મારી સાથેનો એક કોળી બોલી ઊઠ્યો: 'સાહેબ, નાર આવે છે.'

મને હવે શંકાનું સ્થાન ન રહ્યું, તેથી ત્રણ ચારને સામટાં ઘાયલ કરવા મેં બંદૂકની બન્ને નાળમાં હરણિયા છરા (Buck shots)ના કારતૂસ ભર્યાં અને પાસે આવતાં નારની દિશામાં નિશાન તાકી એક અવાજ કર્યો; તે સાથે 'ક્યાંય ક્યાંય' કરતાં તે બધાં વિખરાઈ ગયાં, ત્યારે અમારા ખ્યાલમાં આવ્યું કે, તે નાર નહોતાં પણ કૂતરાં હતાં. નદીના કાદવવાળાં પાણીમાંથી તરતનાં બહાર નીકળેલાં હોવાથી તે બધાં એક જ–ભૂખરા–રંગનાં લાગતાં હતાં; અંધારું વધતું જતું હતું, તેથી તેમાનાં કેટલાં મર્યાં કે જીવતાં રહ્યાં, તેની તપાસ અમે કરી શક્યા નહિ, તેમજ અમે કંઈ ભૂલ કરી હતી એવું પણ અમને લાગ્યું નહિ, કારણ કૂતરાઓને વરુની પેઠે શિકારી ટોળીઓ જમાવી રખડતાં અમે જિંદગીમાં પહેલીવાર તે સાંજે જ જોયેલાં.

બીજા એક પ્રસંગે અંધારી રીતે હું ઓસરીમાં સૂતો હતો અને ઓસરી બહાર ઝાડ નીચે મારી એક નાની (Fox Terrier) કૂતરી બાંધેલી હતી. લગભગ મધરાતે કંઈક ખખડાટ થયો અને મારી આંખ ખૂલી ગઈ. મારી

અજાયબી વચ્ચે મેં અંધારામાં આંખ તાણીને જો
કૂતરી ચૂપચાપ બેસી ગઈ હતી અને તેની સામે
મોટો ડાઘિયો પગ લાંબા કરીને બેઠેલો હતો. ઘડીભ
લાગ્યું કે તેઓ સંવનન કરતાં હશે; નહિ તો કૂતરી
વિના કેમ રહે? પણ એ સંવનન કજોડાનું હતું એમ
હું ડાંગ લઈ ઊઠ્યો અને પેલા ડાઘિયાને મેં આઘે
કાઢ્યો. ફરી હું પથારીમાં આડે પડખે થયો; માંડ પા
થયો હશે ત્યાં કૂતરી પાસે ફરી મને કંઈક સળવળાટ સંભળ
મેં જોયું તો ફરી ડાઘિયો કૂતરી પાસે આવી પગ
કરી બેઠો હતો. મેં લાઠી લઈ તેનો પીછો પકડ
મારા બંગલાની પછવાડે ગયો. તે કંપાઉન્ડ બહાર
નહિ તેની ખાતરી કરવા હું પાછળ ગયો, ત્યાં અડગ
પેઠે ઊભેલો મેં તેને જોયો. મને લાગ્યું કે, 'તે
હેરાન કર્યા વિના નહિ રહે, તેથી તેને પૂરો જ કરી ન
જોઈએ; એ વિચારે પાછો ઘરમાં આવી બંદૂક
બંગલા પાછળ ગયો, તોયે તે ત્યાંજ ઊભો હતો.
અને તેની વચ્ચે દશ પંદર હાથનું છેટું હતું; મેં ઉતા
બંદૂક ઊંચકી જેવું તેવું નિશાન તાકી ગોળી છો
સાથે તે જમીન પર પટકાયો. તરત જ તેને ઉપાડી
ફેંકી આવવા મેં ભંગીને બોલાવ્યો. ભંગી દોરડી
ફાનસ સાથે આવ્યો. વાંકા વળીને તેના પગને દોરડી
જતાં તે ચમક્યો અને બોલી ઊઠ્યોઃ 'સાહેબ,
નાર છે.' મેં પાસે જઈને જોયું; ખરેખર, તે નાર
તેને પૂરો કરવાની બુદ્ધિ મને ન સૂઝી હોત તો, તે
કૂતરીનો કોળિયો થાત, એ સહેજે કલ્પી શકાય તે

હવે છેવટે આપણા વનરાજનો વારો આવે છે.

કહે છે કે 'સિંહણનું દૂધ સોનાના વાસણ કે તેનાં બચ્ચાં સિવાય કોઈ જીરવી શકે નહિ.' આપણા જૂનવાણી કવિઓની કલ્પના પર તેઓ દોરવાયા લાગે છે. વૈજ્ઞાનિક દૃષ્ટિએ, સિંહણનાં બચ્ચાં સિવાય બીજું કોઈ પ્રાણી તેને પચાવી નહિ શકતું હોય એ માનવા જેવું છે, પણ સોના સિવાયની બીજી ધાતુના, માટીના કે કાચનાં વાસણમાં તે ન જ રહી શકે એમ માની લેવા આપણો બુદ્ધિવાદ આજે તૈયાર નથી; આ સંબંધમાં મારા અનુભવની એક વાત કહું છું. ગીરનાં જંગલોમાં જીવન વિતાવનાર એક બુઝર્ગ મકરાણીએ નિઃસ્વાર્થ ભાવે થોડાં વર્ષ પહેલાં સિંહણના સુકાઈ ગયેલા દૂધની કટકી મને ભેટ આપી હતી. આંખમાં ફૂલું પડ્યું હોય તો તેને ઘસીને રોજ આંજવાથી તે મટી જાય છે, એમ તેનું કહેવું હતું. એનો અખતરો કરવાનો મને અવસર જ મળ્યો નહોતો. તે દૂધ તેણે કેવી રીતે મેળવેલું, તે વિષે પૂછતાં તેણે જણાવેલું કે, 'સિંહણને ક્યારેક પાનો ફૂટે છે ત્યારે, તેના આંચળમાંથી દૂધ ઝરે છે અથવા બચ્ચાં વધારે પડતું ધાવે તો તે ઓકી કાઢે છે. આ દૂધ જ્યાં પડે ત્યાં તરત જામી જાય છે. એક દિવસ ખડકાળ જમીન પર બેઠેલી સિંહણનું દૂધ ઝરતાં તેણે જોયેલું; તે પછીથી તેણે કાઢી લીધેલું.' બચ્ચાં ઓકી નાખે તે ચોખ્ખું દૂધ ન જ હોય, તે વાત તેણે પણ કબૂલ કરેલી. તેણે આપેલી ભેટને એક કાચની શીશામાં મેં સાચવી રાખી હતી. સને ૧૯૩૪ માં લાઠી સાહિત્ય પરિષદ વખતે ભરાયેલા પ્રદર્શનમાં મેં તેને મૂકેલી અને પાછળથી તે ગુમ થયેલી; તે પછી સિંહણના દૂધને હું ક્યારેય જોવા પામ્યો નથી.

સિંહણ ક્યારે વિયાય છે, તેનો ઉલ્લેખ લેખકે ક્યાંય

કરેલો નથી; વાંચકોની જાણ ખાતર મારે જણાવવું જોઈએ કે તે જુલાઈ ઑગસ્ટના અરસામાં વિયાય છે; તેથી સિંહણના શિકાર પર તે વખતે સત્તાવાળાઓએ ખાસ પ્રતિબંધ મૂકેલો હોય છે.

સિંહની યાળ કે કેશવાળીના સંબંધમાં સામાન્ય રીતે એવું જોવામાં આવેલું છે કે, સંગ્રહસ્થાનોમાં રાખેલી સિંહની કેશવાળી જંગલમાં રખડતા સિંહની કેશવાળી કરતાં વધારે ભરાવદાર અને સુંદર હોય છે. પ્રાણીશાસ્ત્રના નિષ્ણાતો આ ફેરફારનું કોઈ વિશ્વસનીય કારણ હજી શોધી શક્યા નથી. લેખકે આ વાર્તાના છેવટના ભાગમાં લખ્યું છે કે 'એક માણસને એક જ થાપો મારી તેને એક જ ઝટકે પીઠ પર નાખી છલંગો ભરતો તે નાસી છૂટ્યો અને તે દિવસે પોતાના કુટુંબ સાથે નવા ભક્ષ્યની મિજબાની તેણે ઉડાવી.'

ખરી રીતે સારો સશક્ત સિંહ ઘાયલ થયા સિવાય કે છેડાયા સિવાય માણસ પર હુમલો કરતો જ નથી; જો તે ઘડપણ કે માંદગીને લીધે અશક્ત થયો હોય તો અથવા તેના શૂળા (Canine Teeth) પડી ગયા હોય તો તે ચપળ શિકારોને પકડી શકતો નથી; એવા સંજોગોમાં ઝપાટામાં આવે તે પ્રાણી પર અચાનક તૂટી પડવાની તેને ફરજ પડે છે. તે પછી અનુભવ તેને શીખવે છે કે માનવી જેવું ગાફલ અને નિર્બળ પ્રાણી બીજું કોઈ નથી, તેથી તેની આંખ હંમેશાં એ શિકાર પર જ હોય છે અને એ રીતે જતે દિવસે તે મનુષ્યભક્ષી બને છે.

બાકી તો તે માણસ સાથે ઉદાર રીતે વર્તે છે અને વનરાજના બિરદનું સાર્થક કરે છે. ગીરનાં જંગલોમાં તેનાં કેટલીક વાર દર્શન થયેલાં, તે પરથી તેનું એ લક્ષણ હું

ેઈ શકયો છું; એટલા જ માટે જ્યારે જ્યારે તેના શિકારમાં ક્રિય ભાગ લેવાના પ્રસંગ મને સાંપડ્યા છે, ત્યારે ત્યારે ારા હૃદયમાં ક્ષણિક છતાં ઊંડું દર્દ થયા વિના નથી રહ્યું; ીજી બાજુ જોતાં દીપડા ( Panther ) જેવા ક્રૂર અને ચ્ચા પ્રાણીના શિકાર વખતે એ લાગણી મેં કદી અનુ-વી નથી.

બસ; આ પુસ્તકમાંની અને બીજી પ્રાણીકથાઓ ાંગે મારે કહેવું હતું તે પુરા સદ્‌ભાવથી અને સદ્‌હેતુથી ં કહી નાખ્યું.

અહીં, આગળ કહ્યું છે તેમ ફરી વખત મારે કહી લેવું ેઈએ કે બાળકો પણ સહેલાઈથી સમજી શકે અને હોંસે ાસે વાંચી જાય તેવી સાદી ને સરળ લખાવટ દ્વારા, ાળેલાં કે આપણામાં હળી ગયેલાં જાનવરોથી માંડીને ંગલનાં ભયંકર હિંસક પ્રાણીઓ સુધીની વિવિધતા લેખક ાચોટ ને રસપૂર્ણ શૈલીમાં આપી શક્યા છે, તે જ તેની ફળતાની નિશાની છે; અને આંચળિયાં પ્રાણીની (mam-nals ) આજલગી આપણા સાહિત્યમાં જે ખોટ હતી ંઆ પૂસ્તક પૂરી પાડે છે.

વાનગીને કોરે મુકાવી, ' અપૂશણુ ' તરફ ભોક્તાઓને ઘુ વખત રોકી રાખવા માટે હું તેમની માફી માગું છું; ોકારીની આટલી સહૃદય માગણીનો સ્વીકાર તેઓ નહિ રે, એ કેમ માની શકાય?

ેજયાદશમી: ૧૯૯૫,
ામનગર (કાઠિયાવાડ)

—રઘુનાથ ગંગારામ કદમ

# અ • નુ • ક્ર • મ

# થોડો ફેરફાર

તરુણ ગ્રંથમાળાના ચોથા વર્ષનું આ છેલ્લું પુસ્તક ગ્રાહકોને આપવામાં આવે છે. આવતા વર્ષે આ ગ્રંથ-માળામાં થોડો ફેરફાર થાય છે તે પ્રત્યે ગ્રાહકોનું ધ્યાન ખેંચવાની રજા લઉં છું,

ગ્રંથમાળાના પાંચમા વર્ષમાં હવેથી દર વર્ષે ત્રણને બદલે ચાર પુસ્તકો અને પૃ. ૮૦૦ ને બદલે હજાર સુધી આપવામાં આવશે અને લવાજમ ત્રણને બદલે ચાર રૂપિયા (પોસ્ટેજ સાથે) રાખવાનું ઠરાવ્યું છે. આજના મોંઘવારીના સમયમાં બસો પાનાનું વાંચન વધારે આપીને માત્ર એક રૂપિયો લવાજમ વધાર્યું છે તે જરાય વધારે નથી એમ અમારાં સુધીનાં પુસ્તકો આજ જોતાં ગ્રાહકોને જરૂર જણાશે.

(૧) આવતા વર્ષનું પહેલું પુસ્તક જાણીતા હિંદી લેખક સ્વ. પ્રેમચંદજી કૃત 'ગોદાન'નો બીજો ભાગ જે હાલ છપાય છે તે વહેલી તકે ગ્રાહકોને પહોંચાડવામાં આવશે.

(૨) બીજું પુસ્તક શ્રી ગુણવંતરાય આચાર્યનું 'પુત્રજન્મ' (એક નવલકથા) આપવામાં આવશે.

(૩) ત્રીજું પુસ્તક 'ચા-ઘર'ના લેખકોના સહકારથી તૈયાર થયેલ ઐતિહાસિક નવલિકાઓનું મળશે; ગયા વર્ષમાં

જાહેરાત કર્યા છતાં નથી આપી શક્યા તે માટે ગ્રાહકોની ક્ષમા માગીએ છીએ.

અને બીજું એક પુસ્તક ગુજરાતના અગ્રગણ્ય ગણાતા લેખકોનું આપવા પ્રયત્ન કરવામાં આવશે.

ગ્રંથમાળામાં પુસ્તકોની પસંદગી કરવામાં અમે કેટલી મહેનત લઈએ છીએ તે વસ્તુની પ્રતીતિ ચાર વર્ષમાં અપાયેલ પુસ્તકો ઉપરથી આપને જરૂર આવી હશે.

પાંચમા વર્ષનું પહેલું પુસ્તક થોડા વખતમાં જ પ્રગટ થશે, માટે ગ્રાહકોએ લવાજમના રૂ. ચાર મનીઓર્ડરથી તુરત મોકલી આપવા.

તા. ૧-૧૧-૩૯ **સંપાદક : તરુણ ગ્રંથમાળા**

સૂચના વી. પી. કરવાથી ગ્રાહકોને વધારે ખર્ચ થતો હોવાથી એ રિવાજ બંધ જ કર્યો છે તો લવાજમના ચાર રૂપિયા મનીઓર્ડરથી તુરત જ મોકલી આપવા વિનંતી છે.

# કાળિયાર

શિયાળાની ઠંડીને નસાડવા લોકોએ ગામેગામ હોળી કરી અને એ હોળીનાં દર્શન કરવા અમે ગામમાં ગયા. પૂર્ણિમાનો ચંદ્ર સોળે કળાએ ખીલી અમી વર્ષાવતો હતો. અમે બધા ખેતરમાં ઝૂંપડામાં રહેતા એટલે ગામમાં ગોઠતું નહિ. હોળીનાં દર્શન કરી પાછા વળ્યા ત્યાં નદીના કાંઠે આગળ આવતાં હરણાંનું મોટું ટોળું આડું ઊતર્યું. આ જોઈ દેવજી એકદમ બોલી ઊઠ્યો: "ફતેહ!"

"દેવજી! આટલો બધો તું રાજીનો રેડ કેમ થઈ ગયો?" મેં પૂછ્યું.

"ભાઈ, તમને તો કાંઈ ખબર નથી. આ જુઓને, હરણાંનું ટોળું!" દેવજીએ મને લાંબો હાથ કરીને આગળ ચાલ્યું જતું ટોળું બતાવ્યું.

"તેમાં શું?"

"ડાબે હાથે ઊતર્યું, એ તો શુભ શુકન. જતાં જમણા ને વળતાં ડાબા હાથે જો હરણ ઊતરે તો તો ફતેહના ડંકા."

હું તો હસી પડ્યો. દેવજીની આંખો આનંદમાં ચમકી રહી હતી અને ફાળો ભરતાં હરણાં વચ્ચે એમની ટોળીનો

નાયક સહુથી નિરાળો પડી જતાં, એના સુંદર પગ અને સુશોભિત શીંગડાં વચ્ચે શોભતું આખુંયે શરીર ઓપી નીકળતું હતું.

મને તો એમને કૂદતાં જોવાની ઘણી જ મજા પડી. મારો ઘોડો તો થનગનાટ કરી રહ્યો હતો. દેવજીએ મારી પાસેથી ઘોડો લીધો ને તેના પર સવાર થઈ હરણ પછવાડે વહેતો કર્યો. બાઘ્રા જેવો હું એની પાછળ તાકી રહ્યો. પૂરપાટ જતાં હરણાં ને તેની પાછળ છૂટેલો પાણીપંથો ઘોડો હરીફાઈએ ચડ્યાં હતાં. ફાળો ભરતાં ને ઠેકતાં હરણાં મોટી છલંગો મારતાં અને હવામાં ઊડતો ઘોડો એમની વચ્ચેનું અંતર કાપતો જતો હતો. કાળિયાર અને હરણાં તો મોટી મોટી વાડો પાછળ અદશ્ય થઈ ગયાં, પણ એક નાનકડું બચ્ચું બિચારું ઘોડાની હડફેટે ચડ્યું ને દેવજીએ પેગડામાંથી પગ કાઢી ઠેકડો મારીને તેને પકડી લીધું.

વાડ પછવાડે લપાઈને ઊભેલી હરિણી દયાભરી આંખે અને જીવનની લાલચે દેવજી સામે તાકી રહી અને માતૃ-વત્સલ હરણીની આંખમાં ઊભરાતું દુઃખ અને હૃદયમાં થતી અસહ્ય વેદના દેવજીએ જોયાં. એનું અંતઃકરણ દ્રવી ગયું. એણે નીચે ઊતરી હરણને છૂટું મૂકવાનો દંભ કરી હરિણીને નજીક આવવા દીધી ને પછી ચપળતાથી એણે હરણીને પકડી પાડી. એ બન્નેને લઈને તે મારે ઝૂંપડે આવ્યો ત્યારે હું થાક્યોપાક્યો ખાટલો નાખીને ફળીમાં પડી રહ્યો હતો.

કૂવા પાસેથી લીલી ધરો લાવીને દેવજીએ એ બન્નેને નીરી; પરંતુ આખા કાફલાથી જુદાં પડેલ બન્ને માદીકરાને

વછો વસમો થઈ પડ્યો, ચેન પડતું નહિ. પિંજરે પુરાયેલા પંખી પેઠે એ ગભરાયેલાં કરુણ બની ઊભાં હતાં.

સવારમાં મેં એમને જોયાં ને મારું હૈયું ભરાઈ આવ્યું. આથી દેવજી આવે તે પહેલાં મેં એમને છોડી મૂક્યાં ને લાંબી છલંગો મારતાં બન્ને ખેતરો વચ્ચેથી અદૃશ્ય થઈ ગયાં.

હરણી પહેલવહેલી જ માતા બની હતી અને આ એનું એકનું એક બાળપુત્ર હરણ એને દુનિયામાં સર્વસ્વ હતું. માતૃત્વની મૂડીમાં પુત્રવાત્સલ્ય કોઈ અજબ કિંમતી રત્ન છે. મા એને પોતાની સાથે જ ફેરવતી. પોતાની પેઠે પોતાના દૂધમાં ભાગ પડાવનાર બીજું ભાંડરું ન હતું, એટલે એ હરાણું માતાનું ખૂબ લાડકવાયું હતું. આવતે વર્ષે બીજું ભાંડરું કે ભાંડરાં આવે તે પહેલાં તો એ માતાના અમૃતનો અખૂટ ઝરો પીવાને કુલ મુખત્યાર હતું.

માતા એનું જીવની પેઠે જતન કરતી અને પોતાની સાથે જ ફેરવતી; નજરથી વેગળું પડે તો હાંફળીફાંફળી પાછળ ભમતી અને ચકળવકળ આંખો ફેરવતી ઝટ એને શોધી કાઢતી. ભયને વખતે એ એને સંતાડી દેતી. માતા પોતાના સુંદર અને ચકોર બચ્ચાં માટે મગરૂર હતી. સુપુત્રની માતા જગતમાં છાતી કાઢીને ચાલે ને આંગળીએ ફેરવે તેમ એ પોતાના બાળકને સાથે ને સાથે જંગલમાં ફેરવી એને સ્થળેસ્થળનું માહિતગાર અને ભોમિયું બનાવતી.

કટોકટીના મામલામાં એને ખોરાક માટે ભટકવું પડતું ત્યારે કોઈ ખાડ, પડેલા ઝાડનું પોલાણ કે કોઈ વિશાળ છોડવાની નીચે બચ્ચાંને છુપાવીને બેસાડતી. રખેને

એને કોઈ જોઈ જાય એ એને ચિંતા હતી.

ભૂલેચૂકે જો કોઈ દુશ્મનની ગંધ એને આવતી તો નાક લાંબું કરી જમીન ઉપર લપાઈ જતી અને કાન પોતાની પીઠ ઉપર ઢાળી દેતી; તેમ છતાંય જો શત્રુનાં પગલાંનાં પડછંદા નજીક સંભળાતા તો કમાનમાંથી તીર છૂટે એમ એ છલંગ મારી કૂદતી અને પડખેની કોઈ ભરાઉ અને ઘટાદાર ઝાડીમાં અદૃશ્ય થઈ જતી અને પોતાના કુટુંબીઓનાં પગલાં ન સંભળાય ત્યાંસુધી એ ભયભીત બની પોતાની જાત બચાવવા ચોમેર જોયા કરતી.

ધીમે ધીમે હરણું મોટું થતું ગયું. પછી તો મા પોતાનાં બચ્ચાંને ખોરાકની શોધમાં સાથે ફેરવવા લઈ જતી અને જ્યાં પોતાની પાછલી જિંદગી ગાળવાની હતી એ સ્થળના માહિતગાર અને ભોમિયા બની જવા એ પોતાની મા પછવાડે પછવાડે ભમતું. આ માદીકરાનું જોડું ઘણું જ શાંત હતું અને એથી વિશેષ તો કોઈ અજબ મીઠાશ અને વાત્સલ્ય તેમનામાં હતાં.

બચ્ચું વહેલી પ્રભાતે નિદ્રાની મીઠી ગુલાબી ગોદમાં પડ્યું હોય ને થોડે દૂર ખોરાક તૈયાર હોય તો મા ગળામાંથી તીણો અવાજ કાઢતી અને બચ્ચું કોઈ પાંદડાના ખખડાટ જેવો ઘણો શાંત અને ધીમો ધ્વનિ કાઢી માતાને પોતાના આગમનનો સંદેશ પહોંચાડતું. બોલવાનો પ્રસંગ તો એમને ભાગ્યે જ પડતો અને એમના આવા ગુપ્ત અને સાંકેતિક શબ્દોથી એકબીજા તરત જ આખી વસ્તુસ્થિતિ સમજી જતાં. તેમને ખોરાકની શોધમાં ફરી, મનગમતો ચારો ચરી, એક જગ્યાએ બેસી વાગોળવા સિવાય બીજું કશું જ કરવાનું

હોતું નથી.

અલબત્ત, જીવન જેટલું ઇચ્છીએ એટલું શાંતિમય હોતું નથી—રહેતું નથી અને નાનાં હરણાંને તો નહિ જ. તેમને ઘણા કટોકટીના પ્રસંગો સોંસરવા પસાર થવું પડે છે ને કોઈ વખત તો શિકારીના પંજામાં મૃત્યુના દૂત એમને નરી આંખે ઊભરાતા દેખાય છે. કેટલીક વખત તો ભમરા અને માખીઓના ગણગણાટ અને જીવાતનો ઉપદ્રવ એમને અધમૂઆ કરી નાખે છે. તેમના મોઢામાં, નાકમાં અને ઝીણા વાળની અંદર જીવાત પેસી જઈ એવા તો એમને હેરાન કરી નાખે છે કે એ પ્રસંગે જીવન અકારું થઈ જાય છે અને જીવનમરણ વચ્ચે ઝોલા ખાતો વિકટ પ્રસંગ તેમના માટે આ હોય છે; પરંતુ પવનની ઝડીઓ જ એમને ફક્ત આવા મામલામાંથી બચાવી લે છે.

રેતાળ ભૂમિમાં મા પછવાડે દોડતાં નાનકડાં હરણાં કવિતા જેટલાં સુંદર અને આહ્લાદક દેખાય છે. તેમની ચામડીનો રંગ ભૂખરો લાલ અને તેમાં દેખાતાં સફેદ ટપકાં કોઈ તારલીએ શોભતું નભ કે બાવનબાગની ચૂંદડી ઓઢી ઊભેલી સુંદરી જેટલાં આકર્ષક હોય છે. સૂર્યનાં કિરણો એના દેહ ઉપર પડે ત્યારે ભરાઉ ઘોડીની પીઠ જેમ ચળકી રહે તેનાં કરતાં પણ વધારે સુંદર એ ચળકે છે. હરણની આંખો કોઈ સૌંદર્યવાન અને નમણી બાળાની ચપળ અને ચકોર હસતી આંખો જેટલી મનોહર હોય છે. તેના લાંબા કાન અને તેનો સારોય અંગમરોડ ભલભલાની દૃષ્ટિને આકર્ષક લાગ્યા વગર રહેતો નથી.

જ્યારે કાંઈ સંચળ થતો સંભળાય ત્યારે તે એકદમ

ભડકી ઊઠે છે અને પોતાના આગલા પગ સખત રેતીમાં ટટ્ટાર ઊભા રાખી સાવધતા અને બેફિકરાઈ સિવાય જાણે કાંઈ ભય અને બીક નથી એમ બતાવતા પોતાનું માથું હવામાં વીંઝીને, ભયને ભાળતાં નાસી છૂટે છે.

ઉનાળો વીત્યો ને જેઠ મહિનાની વાદળાંની ખેપો ને મેઘનો કાન ફાડી નાખતો ગડેડાટ, પોતાની પાછળ લબકારા કરતી વીજળીને ખેંચી લાવ્યાં, ત્યારે હરણિયાંઓએ પોતાનાં રૂપરંગ બદલ્યાં. સુંદર ઝીણા સફેદ ટપકાં અદૃશ્ય થયાં ને મજાની સરસ ઘાટી રૂંવાટી ઊગી નીકળી. ચોમાસાના વર્ષાના હલ્લા સહેલાઈથી સહન થાય એટલી હૂંફાળી એ વાળની ગાદી હતી. ઊગતી કળી જેમ ખીલી ઊઠે એમ બચપણને ઓળંગી મોટું થતું જતું હરણું ઘણું જ સુડોળ બનતું ગયું, છતાંય માની મીઠી ગોદ અને હૂંફાળો આશ્રય એણે તજ્યો નહિ.

હાડની મજબૂતી માટે, શરીરના વિકાસ અર્થે અને સ્વાદની લહેજતને અંગે કેવાં પાંદડાં અનુકૂળ અને ઉપયોગી છે તે જાણી લઈને જ્યાં લીલીછમ જેવી ઝીલી ધરો હરિયાળી જમીન ઉપર પથરાઈ પડી હતી ત્યાં એણે વારંવાર લટાર લેવા માંડી. સુંદર જન્મગૃહો લઈને જન્મેલાં હરણાંને આખું વર્ષ સુંદર ચારો ને અખૂટ આનંદ મળ્યા કર્યો. એના દેહ ઉપર ચરબી અને મેદ પથરાતાં ગયાં.

હરણી ને હરણું પોતાના અંગબળમાં વધ્યે જતાં હતાં. ઉનાળામાં દૂબળી અને અશક્ત દેખાતી હરણીએ પોતાનાં વહાલાં બચ્ચાંને પોતાનું બળ અને જીવન ધવરાવ્યાં હતાં. પોષણ આપતી હરણી પોતાના સારાય દેહને નીચોવી

નાખતી—હરણુ તેને ચૂસી જતું, પણ હવે તો બચ્ચું પોતાની જાતે ચરી શકે એવું થયું હોવાથી એ જાડી અને સશક્ત બની ગઈ હતી. એના દેહ ઉપર ચરબી અને મેદ પથરાઈ ગયાં હતાં.

અચાનક શાંતિ વિદાય થઈ ગઈ. નીરવ જંગલોમાં બંદૂકના અવાજ ઝાડી સોંસરવા વીંઝાવા લાગ્યા. શિકારીઓએ આખું જંગલ વીંધી નાખ્યું. હરણી પોતાનાં નાનાં બચ્ચાંને લઈ નાઠી. ઝાડીઓ ઉપર કળેળાટ કરતાં પક્ષીઓ, ભયંકર ચીસો નાખતાં પ્રાણીઓ અને વનવગડામાં જીવનારાંઓની દોડાદોડી વચ્ચે ભયભીત જેડું જિંદગીની આફત ઓળંગવા વહાલું વતન છોડી નાસી છૂટયું. એમનું હૈયું વલોવાઈ જતું હતું, પણ આવો વખત ઝાઝો સમય ટકયો નહિ. શિકારી ચાલ્યા ગયા અને જંગલ ખુશનુમાં બની ગયું. વનમાં પશુપંખીઓ નવું જીવન આવ્યું હોય એટલાં ખુશખુશાલ બની કિલ્લોલ કરી રહ્યા અને હરણી પોતાનાં પ્યારાં બચ્ચાંને લઈ પાછી વળી.

શિયાળો આવતાં ઠંડીના ચમકારા શરૂ થયા. શરીર ઉપર પથરાયેલો મેદ, ગરમી ઊભરાતાં બરફ ઓગળી જાય એમ ઓસરી ગયો ને ચામડી નીચે ઢંકાયેલો હાડકાંનો માળો નીકળ્યો. કરકા તરવરવા લાગ્યાં, છતાંય બળ અને તંદુરસ્તી ઊલટાં વધ્યે જતાં હતાં. શિયાળામાં માણસ અને પશુઓને ખરી ગરમી અને બળ મળે છે. જીવન અને દેહનું ઘડતર કરવા માટે શિયાળો ઉત્તમ ઋતુ છે.

ત્યાં તો હરણી પોતાના ટોળામાંથી જુદી પડી ને બચ્ચું પોતાનું બચપણ સરી જતું જોઈ રહ્યું. માતાનાં હેત

અને અમૃત મેળવવા બે ભાંડરું એણે આવેલાં જોયાં, અને પોતાના ગુજરાનની ચિંતા એને પડી.

હવે તો એના જીવનમાં અનેક બનાવો બની ગયા હતા. એક વર્ષની ઉમ્મરે માથા ઉપર ફૂટેલી બે નાની શીંગડીઓ, શિયાળો આવતાં તો બાળકને જેમ દૂધિયા દાંત પડી જાય ને નવા આવે તેમ ખરી પડી ને તેની જગ્યાએ નવી શીંગડીઓ ઊગી. પહેલાં તો તે સીધી સીધી વધીને નવેક ઇંચ લાંબી થતાં ઝાડનું થડ ડાળીઓ કાઢે એમ તેમાંથી ફણસવાં ફૂટયાં ને કુમારને મૂછો ઊગતાં એ પુરુષ બની જાય એમ હરણાને શીંગડીઓ દેખાતાં એ હરણું મટી કાળિયાર બની બેઠો.

માણસમાં યુવાનીનું લોહી ઠેકડા મારે છે ત્યારે તે આંધળો બને છે. પૂર જોસમાં વહેતું લોહી એને ચટકાં ભરે છે ને ઠરીને ઠામ બેસવા દેતું નથી. એવી જ રીતે આ કાળિયારને એની જુવાની રઘવાટે ચડાવતી. અંધારી ઘોર રાત જામી હતી ને જળ જંપી ગયું હતું. કાળિયાર પોતાના બળ ઉપર ઠેકતું ઝાડીમાં દોડી ગયું ને કઠિયારો ભૂલી ગયેલો એવી એક ઊભી પડેલી કુહાડી ઉપર એનો પગ પડયો. તાજી જ ઘસેલી ધારવાળી કુહાડીનું પાનું એના પગની ખરી વચ્ચે પેસી ગયું ને બે કકડા ભેગા હતા તે જુદા પડી ગયા. લોહીની ધાર થઈ, પણ એની દરકાર કર્યા વગર એ ઠેકતું દોડયું ગયું. ઘા તો કેટલાક વખતે રૂઝી ગયો, પણ ખરીના બે કકડા થયા તે ફરી એક ન થયા; અને વારંવાર એ ફાટમાં પાંદડાં, ઘાસ અને વેલા ભરાઈ જઈ એને પજવવા લાગ્યાં. એના પગની નિશાનીઓ બીજાં હરણાંથી

જુદી પડતી; કારણકે તેની ફાટેલી ખરીની નિશાની તરી નીકળતી. આથી એ તરત જ ઓળખાઈ જતું. પરંતુ પગનો આ ઘા એને દુઃખદાયક નહોતો દેખાતો, કારણકે એ સાજા હરણાં માફક જલદી લાંબી છલાંગો મારી શકતું.

ત્રીજું વર્ષ તો એણે વિતાવ્યું. પોતાની મા સાથે એણે જંગલ ડોળ્યું હતું; એટલે એ ચોમેર ભટકતું; પણ એના પગલાંની નિશાનીઓ દેખાઈ આવતી. ત્રણ સરખી ને ચોથા પગની ફાટેલ ખરીની નિશાની તરી નીકળે એટલે સહુ કોઈ એ કાળિયારનો પીછો પકડવા તૈયાર થઈ જતું, છતાં એ ભાગ્યશાળી હતું કે કોઈ શિકારીની હડફેટે આજ સુધી તે ચડ્યું ન હતું.

ચોથા વર્ષની શરૂઆતમાં એને જીવનમરણનો પ્રશ્ન આવી પડ્યો. જંગલમાં મોટી મોટી ટેકરીઓ અને તે વચ્ચેની ખીણોમાં એને રખડવાનું હતું. ત્યાં એ પોતાનું જીવન સ્વતંત્ર રીતે ગાળતું. એના કાન, આંખ અને નાક ઘણાં જ સાવધ હતાં. ગમે તેટલે દૂરથી પદરવ એને સંભળાતો. દૂર દૂર તગતગતા મનુષ્ય કે દુસ્મનને જોઈ લે ને ગંધ ઉપરથી વાઘરીને કે શિકારીને ઓળખી જાય એટલી સાવધ ઈંદ્રિયો હરણાં વગર બીજા કોને હોય છે? પણ આજે એનું ભાગ્ય ફરી બેઠું હતું. બપોરે એક વેલાની ડાંડલીમાં પગની ખરી ભરાઈ ગઈ હતી અને ઘણી ખરાબ રીતે છોલાઈને તેને કળતર થતું હતું. ચામડી ચિરાઈ ગઈ હતી ને માંસનો લોચો દેખાતો હતો. વહેતું લોહી માંડ માંડ બંધ થયું હતું, પણ દુઃખનો ઘા જરાયે શ્રમ સહન કરી શકે એવો રહ્યો ન હતો.

પણ નસીબ જ્યારે આફત કે ઘાતને ખેંચી લાવે છે ત્યારે પોતે તો નિમિત્ત માત્ર બની રહે છે. એના પગની નિશાનીઓ સ્પષ્ટ દેખાતી હતી. લોહી ઠેરઠેર પડયું હતું અને એક વાઘરી એની ગંધે ગંધે ખભે બંદૂક મૂકીને ચાલી નીકળ્યો. વાઘરીની ગંધ માત્રથી હરણાં, સસલાં કે ગમે તેવા બાગેડું જાનવર પણ નાસી શકતાં નથી; પગ ભાંગી જાય છે ને પાણી પાણી થઈ જતાં એ નિરાશ થઈને પડે છે. ઘણી વખત મૃત્યુ એ ખરું મૃત્યુ નથી હોતું. પણ ફડક અને ભીતિ જ મોતની ગરજ સારે છે.

વાઘરીએ કાળિયાર જોયો. એની ડાઢ ડળકી ને એણે બંદૂકનો અવાજ કર્યો. જામગરીની કળી હોલવી આગળ વધે તે પહેલાં તો બરાબર દુઃખતી ખરીનો અડધો ભાગ તોડી નાખી બહાર પડેલી ગોળીએ કાળિયારને ધક્કો માર્યો ને એ નાસી છૂટ્યો. વાઘરીનો હાથ ઠર્યો એટલે એણે માન્યું કે કાળિયાર પડ્યો છે, પણ ત્યાં જઈને જુએ તો ન મળે કાળિયાર કે ન મળે લોહીનો છાંટો. પરંતુ નાસતા કાળિ-યારના પગલાંની સ્પષ્ટ નિશાનીઓ દેખાતી હતી. એણે પૂંઠ લીધી. પોતાનો હાથ ઠર્યો ને ઘા ખાલી જાય એ એના મગજમાં ઊતર્યું નહિ. એ જેટલો બબૂચક હતો, એથીયે વધુ તો એ જક્કી હતો. જેરિયાને ઘણી વખત શિકારની પાછળ દોડતાં મેં જોયેલો. આજે તો એ હડીમોઢે કાળિયાર પાછળ દોડ્યે જતો હતો.

કાળિયાર હમેશાં ટોળાંમાં જ રહે છે. પોતાની પાછળ અનેક હરણીઓ અને હરણાંનો સમુદાય વિંટળાયેલો રહે એ એની મહત્ત્વાકાંક્ષા હોય છે અને એ રીતે એક રાજા જેવું

સુખ એ અનુભવે છે. માણસ પોતાના કુટુંબમાં વડીલ તરીકેના હક્ક કરતાં રક્ષક તરીકેનું ગૌરવ વધારે અભિમાનપૂર્વક સ્વીકારે છે; એમ કાળિયાર ટોળામાં બહાદુરીપૂર્વક છાતી કાઢીને સહુનું રક્ષણ કરવા ઊભો રહે છે. તે એક ટોળામાં હતો ને તેને પડેલા ઘાથી એ ટોળામાંથી જુદો પડી ગયો હતો. એકાંત જીવનમાં દુઃખને વખતે સહાયક ન મળતાં માણસ વલખાં મારે છે, એમ આજે એને એકલવાયું થઈ જવાનું એનું દુઃખ એને રિબાવતું હતું, છતાં કાળના જડબામાંથી નાસી છૂટવાની તાલાવેલી કાંઈ ઓછી ન હતી.

એ છલંગો મારતો બળપૂર્વક નાઠો. વારંવાર તે ઊભો રહી જતો હતો. ચોમેર નીરવ શાંતિ ફેલાઈ હતી. એમાં પવનના ઝપાટે ઝાડ ઉપરથી એકાદ પાંદડું ખરે તો તે ઠેકડા મારતો નાસી જતો. આમ એ આગળ ને આગળ દોડ્યે જ ગયો. થાક લાગે એટલે વારંવાર ઊભો રહેતો. ચોમેર આંખો ફેરવતો અને શ્વાસથી ધમણ થઈ ગયેલા શરીરને આરામ આપતો. આમ સાંજ સુધી એ દોડ્યે જ ગયો ને સૂર્યનારાયણને ટેકરીઓની હારમાળા પછવાડે સંતાઈ જતા જોઈ એનેય સંતાઈ જવાની ઇચ્છા થઈ. સામેની ઝાડીમાં એ પેઠો ને અંધારામાં ઝાડના ઠૂંઠાના ઓળાને જોતાં જ એ ભયભીત બનીને નાઠો અને આખીયે જિંદગીમાં નહિ દોડ્યો હોય એટલી ઝડપથી દોડી ગયો. મૃત્યુનો ભય જીવ બચાવવા માટે ઘણી વખત કોઈ અજબ બળ આપે છે ને નાસી છૂટવામાં અપૂર્વ વેગ પૂરે છે.

એણે દૂર દૂર વગડામાં એક બખોલમાં જઈ આશ્રય લીધો. એના પગમાં કળતર અને અત્યંત પીડા થતી હતી. એનો

પગ ખાલી થઈ ગયો હતો. વેદનાના દુઃખે એ બેફામ અને ચેતનહીન થઈ ગયો હતો, પણ નસીબ ઘણી વખત અજબ કામ કરે છે. આયુષ્યની દોરી લાંબી હોય તો મૃત્યુની ગાંઠ અધવચ્ચે પડતા પહેલાં ઢીલી થઈ જાય છે ને જીવન-મૃત્યુનું દ્વંદ્વ શરૂ થતાં આયુષ્ય જીતી જાય છે ને મૃત્યુને ધકેલાઈ વીલે મોઢે જતું રહેવું પડે છે. પાસેની ટેકરીમાંથી વહેતા ઝરણાંથી એક ખાડો ભરાયેલો. એમાં એનો પગ પડ્યો અને ઠંડા પાણીએ કોઈ સુંદર દવાનું કામ કર્યું.

સવારમાં એ ઊઠ્યો ત્યારે એનો પગ જરાય ખોડંગાતો નહોતો. ગઈ કાલે મહામુસીબતે ઊંચો થતો પગ સહેજે દર્દહીન બની ગયો હતો, ને એ ભયને ભૂલી નવું જીવન અને તાજગી અનુભવતાં પોતાને રસ્તે નાચતો કૂદતો ઊપડ્યો. પોતાના ટોળાંનું આકર્ષણ એને ઉતાવળે ઉપાડી ખેંચી લાવતું, પણ એનું કુટુંબ વેરણછેરણ બની ગયું હતું. નાસભાગ અને મૃત્યુને લીધે આખું ટોળું દાળોવાટો થઈ ગયું હતું, આથી કાળિયાર પોતાના નવા જીવનની યોજનાનો આકાંક્ષી બન્યો.

બપોરે થાક્યોપાક્યો તડકાને લીધે તે એક ઝાડ તળે પડખેની ધારની બખોલમાં સુકાઈ ગયેલાં પાંદડાં ઉપર લપાઈને બેઠો બેઠો વાગોળતો હતો, ત્યાં અચાનક પોતાના માથે એણે કોઈનાં પગલાં સાંભળ્યાં. એના ચકોર અને ચંચળ કાન સતેજ થયા. ભયને આવતો સાંભળી જાણે દીર્ઘ દૃષ્ટિએ વાઘરીની ગંધ સૂચવી અને ચકોર આંખો ચોમેર ફરવા લાગી. ત્યાં ઉપરથી પથ્થર ગબડ્યો ને એ નાસી છૂટે તે પહેલાં તેનું ઢીંઢું છુંદાઈ ગયું, કળ ચડી ગઈ છતાંય એ ગોળી પેઠે કૂદ્યો અને છલંગો મારતો ઊપડ્યો. ચામડી

ચિરાઈ ગઈ ને લોહીના ફુવારા છૂટયા. ખાલી થઈ ગયેલ કાળિયાર પડી ગયો ને ટાંગા તરફડાવતો તે પડી રહ્યો. પવન નીકળ્યો અને છાંટા પણ પડવા લાગ્યા. જીવન–મૃત્યુ ઉપર ઝોલાં ખાતો કાળિયાર પોતાના જીવનની ઘડીઓ ગણતો હતો. ભૂખનું દુઃખ અને મારની પીડા તેને ફરી વાર ઊભો થવા નહિ દે એમ એને ચોક્કસ ખાતરી થઈ ગઈ. સવારમાં લોહી બંધ થયું, કળ ઊતરી ને એ ધીમે ધીમે ઊઠીને મહામુસીબતે એક તળાવડીને કાંઠે છોડવા વચ્ચે લપાઈ સૂઈ ગયો. કુદરત મોટામાં મોટો વૈદ છે અને આવી રીતે ઘણાય ઘવાયેલાં પ્રાણીઓ કુદરતને ખોળે નવજીવન પામે છે. કાળિયારનો ઘા રૂઝાઈ ગયો ને જગતમાં અનેક પરાક્રમો કરવા એ જીવ્યો.

પછીના વર્ષે એની શીંગડીઓએ એને અનહદ દુઃખ દીધું. ગોળગોળ અને ઘણી શાખાવાળાં બે ઝાડ ઝપાટાપૂર વધ્યે જાય એમ એને માથે બે દુઃખનાં ઝાડ ઊગ્યાં. તાવમાં જેમ લોહી ઊકળી જાય એમ આ પીડાને લીધે એના શરીરમાં અત્યંત દુઃખ થતું ને શીંગડામાં ગરમ લોહી ઊછળતું. ઉપરની ટોચ તો એટલી કોમળ અને નાજુક હતી કે કોઈ એને અથડાય એટલે અપાર દર્દ શરૂ થઈ જતું ને મૃત્યુ ચાર આંગળ દૂર તરવરતું. ધીમે ધીમે શીંગડાં વધી ગયાં. લોહી ફરતું બંધ થયું ને એ શીંગડામાં ચળ ઊપડી. કાળિયારે શીંગડાં ઝાડ સાથે ઘસવા માંડયાં. બિલાડી જેમ પોતાના નહોર ઝાડની છાલ સાથે ઘસીને નાના કરી નાખે છે એમ એનાં ઘસેલાં શીંગડાની ઉપરથી ખોટી ખોળ ઊતરી ગઈ; અને ચકચકિત મજબૂત શીંગડીઓ ખીલી ઊઠી ને શિર-

મુગટધારી કોઈ રાજવી ફરતો હોય એમ એ શોભી રહ્યો.

શીંગડાં આવી રહેતાં એનામાં કોઈ અજબ પરિવર્તન થયું. મદઝરતો હાથી કે દંતૂડી ફૂટેલું સૂવર જેમ જીવનના ખેલો ખેલવા આકળું બને છે તેમ તેના દેહમાં માંસની પેસીઓ ભરાતાં અને મેદ ચડતાં એણે જીવન બહેલાવવાનાં સ્વપ્નાં સેવવા માંડ્યાં. સુંદર ચારો શરીરના વિકાસમાં અજબ ફાળો પૂરે છે. એની માતામાં જે જોમ અને બળ હતાં તે તેણીએ આ કાળિયારને પોષણ આપીને પાયાં હતાં. તે પયપાન કરી જોમ અને જીવન જીરવનાર કાળિયારમાં ઊભરાતાં એણે પોતાનાં શીંગડામાં ખડક્યાં. જ્યાંસુધી એની જીવનશક્તિ તેના શીંગડામાં કામ કરતી ત્યાંસુધી તે શાંત અને નમ્ર હતો અને પોતાના કાર્યમાં જ મચ્યો રહેતો; પણ હવે તો જિંદગી અને જોમ જે અઠવાડિયાં અને મહિનાઓથી વહેતું તે મોજાં પેઠે ઝંઝાવાતે ચડ્યું ને ઊછળવા લાગ્યું—આખું શરીર ઝણઝણી ઊઠ્યું. તેનામાં વાસના અને વિકાર ઊપડ્યાં.

એના નવા જીવનની આ શરૂઆત હતી. ખોરાક પુષ્કળ હતો ને નસોમાં નવું લોહી ઝપાટા પૂર ઊભરાતું. એને પોતાના બળને પછાડવાનું મન થઈ જતું. જંગલના બધાયે કાળિયારો સાથે પોતે લડી લે એ એની જોરાવર મનેચ્છા હતી.

બપોરે એ એક ઝાડ તળે પડ્યો પડ્યો વાગોળતો હતો, ત્યાં પાસેની ઝાડીમાંથી બીજો એના જેવડો જ બળમાં ને કદમાં સરખો હરીફ ધસી આવ્યો. કાળિયારે આંખો ખેંચી ને એની પાછળ જ કૂદતી આવતી કોઈ નવયૌવના

સુંદરી જેવી હરિણી દીઠી. એની આંખોમાં મોહ ઊપડચો ને એ ઊભો થઈ ગયો. સામેથી આવતા કાળિયારને પોતાનું સ્વમાન અક્કડ રાખતું હતું. પોતાની સ્ત્રી સામે નજર કરનારને મનુષ્ય પૂરો કરી નાખે એમ એ આ કાળિયાર સામે પગ પછાડી મગરૂરીથી હવામાં પોતાનાં શીંગડાં વીંઝવા લાગ્યો.

પોતપોતાની મર્દાઈ બતાવી એ સુંદરીને રીઝવવાનું કાર્ય શરૂ થતું દેખાયું. પોતાના બળની કસોટી કરવા તલપાપડ થઈ રહેલો કાળિયાર દુશ્મનનું આવાહન સ્વીકારી સામો



થઈ ગયો ને બંનેએ સામસામાં શીંગડાં મારવા માંડચાં.

એક જણ શીંગડાની અણીઓ સામાના શરીરમાં ઘોંચી દેવા માથું મારે ત્યારે બીજો એમાંથી બચવા પોતાનાં

શીંગડાં સામે ધરે. આમ મારવામાં હથિયાર અને બચાવ કરવામાં ઢાલ પેઠે વાપરવામાં બંને જણ કુશળ લડવૈયા દેખાયા. અડધા કલાકની ઝપાઝપી પછીય થાક સિવાય બીજું કંઈ નુકસાન એમાંથી એકેયને થયું ન હતું.

તેમનાં મોંમાંથી ફીણ ઊડતાં, શરીર ઉપર પરસેવો દેખાતો, ખુલ્લાં જડબામાંથી શ્વાસ નીકળતો અને ધમણ પેઠે છાતી ઊછળતી, દરેકે દરેક સ્નાયુ ફૂલતો અને બન્ને એકબીજાને ધક્કાધક્કી કરી આગળપાછળ ધકેલતાં. છેવટે બન્નેની લડાઈમાં જમીન ખળું બની ગઈ અને સુક્કાં પાંદડાં કચરાઈ ભૂકો બની ગયાં; પણ લડાઈમાં કોઈએ નમતું આપ્યું નહિ.

છેલ્લો હલ્લો શરૂ થયો. બન્નેમાં ક્રોધનો આવેશ ઊભરાઈ જતો હતો એટલે કાળને વશ બની જઈ બન્નેએ સામસામાં શીંગડાં અફળાવ્યાં ને એકબીજાના શીંગડાંમાં ડાંડલીઓ ઘૂસી ગઈ—જાણે વળ દીધેલાં રાંઢવાં વધુ વળ દીધે એકબીજાને વીંટળાઈ જાય એમ બન્નેનાં શીંગડાં એક-બીજામાં ગૂંચવાઈ ગયાં ને ખેંચાખેંચી બંધ પડી. લડાઈ અટકી ગઈ અને ખુદ મૃત્યુય જુદા પાડી શકે નહિ એવા એ બન્ને જકડાઈ ગયેલા કેદી જેવા બની રહ્યા. ને પછી તો કેટલાંક અઠવાડિયાં સુધી બન્નેએ મહાયાતના ભોગવી. એકને પૂર્વમાં જવું હોય તો બીજો પશ્ચિમ તરફ ખેંચે ને એક ડગ ભર્યા સિવાય ત્યાં ને ત્યાં ઘડીક બળ પછાડી સ્થિર થઈ પડ્યા રહે. એકબીજાની સંમતિ સિવાય ક્યાંય ખસી શકાય નહિ, એટલી પરવશતા એમને વીંટળાઈ વળી.

પોતાની આંખના ખૂણામાંથી સામાની આંખો જોઈ

શકવા સિવાય તો તેમની આંખે અંધારી ચઢાવી હોય એમ એમને લાગતું. દોડવું, કૂદવું અને ઠેકવું એ તો એમના જીવનમાંથી જાણે નષ્ટ થઈ ગયું હોય એમ એમણે અનુભવ્યું ને દુઃખના ભારથી એમનું હૈયું રૂંધાઈ જવા લાગ્યું.

એમને સૂતી વખતે એકબીજાને ભેટી ગળામાં ગળું પરોવી સૂવું પડતું; જમીન ઉપર નાક ઘસવાં પડતાં અને ગુસ્સો, દુઃખ અને દિલગીરી એમનાં કાળજાંને કોરી ખાતાં. એકાદ કોળિયા માટે દુકાળિયા અકરાંતિયા થઈને પડે એમ થોડા ચારા માટે બન્ને તાણાતાણ કરતા અને એ રીતે થોડું ઘણું મેળવી સંતોષ માનતા.

જીવન અકારું થઈ પડ્યું. મૃત્યુ ઝડપી લે એ હંમેશની માગણી હતી, છતાં 'ડોશી મોતને સાદ કરે ને મોત આવે ત્યારે ના કહે' એમ મરવા માટે તત્પર બનેલાં બન્ને કોઈ વાઘરીને જતો જુએ ને ગંધ પારખે તો કાંઈએ અવાજ કર્યા વગર શાંત પડી રહેતા.

ભૂખમરે એમનાં શરીર ઘસાઈ ગયાં. જો પહેલેથી જ બન્નેએ વહેંચીને ખાવાનું રાખ્યું હોત તો આટલી વહેલી નબળાઈ આવી ગઈ હોત નહિ, પણ જેને જે મળ્યું તે ખાઈ જવાની દાનતે બન્ને હેરાન થયા. કાળિયારમાં યુવાની અને નવું લોહી હતું. તે પેલા કરતાં વધારે જોરાવર હતો; એટલે ખોરાક પણ એ વધારે ખાઈ જતો, એટલે તેનામાં વધારે શક્તિ હતી અને એ પોતાના કેદી મિત્રને પોતાની ઇચ્છા મુજબ ન વર્તવાની ફરજ પાડતો.

જો બન્નેનાં જીવન ઊગતાં ન હોત તો તો તેઓ ક્યારના મરી ગયા હોત, પણ એમના જીવનની શરૂઆતને

લીધે એમનામાં પૂરતી તાકાત હતી.

સૂર્ય ગિરિમાળા પાછળ સરી પડ્યો ને નિશાદેવી એનાં રોદડાં રડતી ધસી આવી. અંધારાના ઊતરતા ઓળામાં બન્નેએ ભયંકર ધક્કાધક્કી શરૂ કરી ને પાણી પીવા માટે તરફડતા બન્ને વેલાઝાંખરાં ખૂંદતા ને છોડવા ઉપર પડતા તળાવની પાળ ઉપર દોડવા લાગ્યા. પાણી સુધી પહોંચાશે કે નહિ એ પણ એમને સંભવિત નહોતું લાગ્યું.

બેમાંથી એક તો એટલો બધો કમતાકાત અને અશક્ત હતો કે ઊઠીયે શકતો નહિ. તેણે પોતાની ગરદન બીજાના દેહ ઉપર નાખી ને બીજાએ એ રીતે નાખવા દીધી—મૈત્રીને દાવે નહિ, પણ પોતાની તરશ છિપાવવા માટે વહેલું પહોંચાય એટલા માટે. છેવટે તે મહામુસીબતે એને પાણી સુધી ખેંચી લાવ્યો. પાંચ છ ફીટ દૂર સુંદર જળથી ભરેલું સરોવર હીલોળા દેતું હતું. ભૂખ્યાના હોઠ સુધી કોળિયો ધર્યો હતો, પણ પગનાં હાડકાં નર્યાં દોરડાં જેવાં રહ્યાં હતાં. એ કાળિયારનો જીવ ડચકું ખાતાં ઊડી ગયો ને મુડદાં સાથે જીવતો કાળિયાર બંધાઈ રહ્યો.

ચોવીશ કલાક પસાર થઈ ગયા. બીજોયે એની જોડે મુડદું થઈને પડ્યો હોત, પણ અચાનક એક બનાવ બની ગયો. કાળિયારને દરેક વર્ષે શીંગડાં ઉપરથી ખોળ ઊતરે છે. તે ઘણું કરીને આસોથી ફાગણ માસ સુધીમાં ઊતરે છે. આ વખતે ક્યારે ઊતરશે તે નક્કી ન હતું; એટલે તેણે તો જિંદગીની આશા મૂકી દીધી હતી. તેણે છેવટનું તરફડિયું માર્યું ને એનું ડાબું શીંગડું ભાંગીને નીકળી ગયું. જમણું સરી ગયું. જેલમાંથી—અંધારી કોટ-

ડીમાંથી છૂટેલો કેદી ઠેકડો મારી બહાર આવે એમ છૂટો થતાં તે કૂદીને દૂર જઈ ઊભો.

એણે વેગથી ડગ ભર્યાં ને થોડાં પગલાં ભરતાં જ એ ઢળી પડ્યો. આખી રાત એમનો એમ પડી રહ્યો. સવારે જાગ્યો ત્યારે પવનની લહરીઓ એને જગાડવા પંખો નાખતી હતી. માથા ઉપરની ઝાડની ડાળીઓ એના પુનર્જીવન માટે એને અભિનંદન આપતી હતી. એની બેભાન અવસ્થામાં એ સ્વર્ગની સફર કરી આવ્યો હોય એમ એને લાગ્યું. તેણે ઊઠીને પાણીથી ગળું ભીનું કર્યું.

વખત વીત્યો ને તેના ભયંકર અનુભવની ખરાબ અસર ભુલાઈ ગઈ. એના યૌવનનો મધ્યાહ્ન પૂર બહારમાં પ્રગટ્યો હતો. નવું વર્ષ એની શક્તિઓની ખીલવણી કરતું વધ્યે જતું હતું. કદ, મજબૂતી અને સૌંદર્યથી ઊભરાતું એનું અંગ ઘણું જ વિકસ્યું હતું. એણે બચપણનાં રૂપ અને લહેજત ગુમાવ્યાં હતાં; પણ કદ, વજન અને જોરાવરીમાં સાથોસાથ મોભો અને ગૌરવ મેળવ્યાં હતાં.

વળી કુદરતે બક્ષિસ આપી. એમાં શીંગડાં ફરી ઊગવાં શરૂ થયાં. આ વખતે તો કદીયે ન હોય એવાં દેખાવડાં શીંગડાંએ કમાલ કરી, પણ ઉનાળો આવતાં એક શીંગડાંમાં સળો પેઠો.

જમણું શીંગડું તો બરાબર હતું. એનો છેલ્લો વળાંક અને પાંચ નાની ડાંડલીઓ તો બરાબર સંખ્યામાં હતાં, પણ ડાબામાં ફેર હતો. તે સીધું, આઠ ઇંચ લાંબું ને જન્મના વર્ષે ઊગેલા શીંગડાં જેવું દેખાવે હતું. આવું કેમ બન્યું એ તો એક અણઉકેલ કોયડો જ રહ્યો.

એક દિવસ વાવાઝોડું ઊપડ્યું ને કાળિયાર આશ્રય માટે એક ઝાડ નીચે ઊભો રહ્યો. ઉપરથી ડાળ ફસાઈ ગઈ ને તેનું એક નાનકડું ઠૂંઠું ઊગતા શીંગડાં પર પડ્યું. આટલા આટલા દુઃખ પછી એ બાકી રહી ગયું હોય એમ એ પીડા વધારે આવી. શીંગડું ભાંગી ગયું અને ઊંડું ઊતરી જતાં આંખ સદાને માટે ગઈ અને તે પછી શીંગડું તો કદીયે વધારે મોટું થઈ પૂરું થયું જ નહિ.

વળી એક દિવસ એક એવો જ પ્રસંગ સાંપડ્યો. એક હરિણીની પાછળ બીજો કાળિયાર ભમતો હતો, તેની સાથે આ કાળિયારે યુદ્ધ માગ્યું ને બે યોદ્ધાઓ રમણે ચઢ્યા; તે નિહાળતી હરિણી એક બાજુ ઊભી રહી. એક બીજાને થકવવા કે ધકેલવા સિવાય ઘડીભર તો કાંઈ જ બન્યું નહિ. વળી શીંગડાં વધારે ધારદાર ન હતાં, તેમાંય આ કાળિયારને તો એક શીંગડું માત્ર ઠૂંઠું જ હતું, એટલે પેલી ભીતિ એની સમૂળી નાશ પામી ગઈ, આથી છૂટે જીવે એ લડી શક્યો. પાંચ કાંડાંવાળાં શીંગડાંથી તો ઢાલ પેઠે હલો ખાળી શકાય અને મારી શકાય ઓછું; પરંતુ પેલું ભાંગેલ શીંગડું ખંજર જેવું બન્યું હતું. તેણે તેનો ઉપયોગ કર્યો ને ભગાડવાને બદલે દુશ્મનને ચીરી નાખ્યો. શત્રુ મૃત્યુનો ભોગ થઈ પડ્યો . વિજયી કાળિયાર પેલી હરિણીની પાસે દોડી ગયો.

સર્વોપરી સત્તાધીશ જેવો એ બની ગયો હતો. કોઈ પણ કાળિયાર એની સાથે લડવાની હિંમત કરી શકતો નહિ. એ ગર્વિષ્ઠ બની ચોમેર ઘૂમતો હતો.

કેટલાક વાઘરીઓએ વાડા કર્યા હતા. તેઓ રાત્રે

શિકારે નીકળતા. હરણાંઓનો તેઓએ સોથ વાળવા માંડ્યો હતો. વાઘરિયા કૂતરા ગમે તેવા જોરાવર કાળિયારને એક જ હલ્લે ફાડી ખાવામાં પાવરધા હતા. હરિણી ઝપાટે ચડી ગઈ ને પાછળ કૂતરા વહેતા થયા. ચોમેરથી ઘેરાઈ ગયેલી હરિણી તળાવની પાળે ચઢી. સામે વાઘરીઓનું જૂથ દીઠું ને એણે નત્રાતિયા થઈ છેલ્લો ઉપાય અજમાવ્યો. એ પાણીમાં વહેતી થઈ ગઈ. કોઈ સુંદર તારાને જોગ આપે એવી તરવામાં તે ઝડપી હતી. વાઘરી તાકી રહ્યા. કૂતરાઓ પાછળ કૂદી પડ્યા ને તેમણે પાણી કાપવા માંડ્યું. હરિણીનું છેલ્લું જોર પણ નિષ્ફળ ગયું. તે ડૂબકી મારીને આગળ નીકળી ત્યાં તો એક કૂતરે આવી તેની બોચી પકડી ને તેનું જોર તૂટી ગયું. કૂતરે એને કાંઠે ખેંચી આણીને બહાર મૂકી ત્યારે હરિણીનું માત્ર ખોળિયું રહ્યું હતું.

કાળિયારની પૂંઠે પણ વાઘરિયા કૂતરા અને વાઘરીઓ પડ્યા હતા. કાળિયાર છલાંગો ઉપર છલાંગો દેતો જીવ લઈને નાસી છૂટ્યો હતો. છેવટે પેલું ગોઝારું તળાવ એને પણ માર્ગમાં આવ્યું. તેણે તળાવની પાળ પાછળ આશ્રય લેવાનો વિચાર કર્યો ને ઝાડી સોંસરવી છલાંગો મારી, પણ ભાગ્ય ફરી બેઠું હતું. એની તૂટેલી ખરી વેલામાં ભરાણી ને દોડતાં દોડતાં પગ તરછોડાયો; એટલે વેલામાં એ અટવાઈ ગયો. કાળિયાર પડ્યો ને પાછળ વાઘરિયા કૂતરાના ભસવાનો અવાજ ને વાઘરીના પગલાંનાં પડછંદા નજીક ને નજીક સંભળાયે જતા હતા. કાળિયાર ઊઠ્યો, પણ કૂતરું એટલું બધું નજીક આવી ગયું હતું કે છલંગ મારતું કાળિયાર ને કૂતરો સામસામાં અથડાઈ પડ્યાં ને બન્ને

દડી પડ્યાં. કૂતરું શ્વાસથી ધમણ થઈ ગયું હોવાથી
ઊઠી પડ્યું. એ ઘડી તો બન્નેએ બેફામ બની એકબીજા ર
ટગરટગર જોયા કર્યું. કૂતરું ઊઠીને પકડે તે પહેલાં તો કા
યારે ડોકને વાળી દીધી અને પોતાના ભાંગેલ શીંગડાંનાં
ઉપર મદાર બાંધી એણે હલ્લો કર્યો ને ઊઠવા મથતા કૂત



ગોથું મારીને હવામાં ઉછાળ્યું. કૂતરું ચિરાઈ ગયું ને
પડતાં જ કણસવા લાગ્યું. ત્યાં તો ઝાડી સોંસરવો ચૂપ
આવી પહોંચેલ વાઘરી પોતાની ડાંગ ઉપાડીને માર
મારે તે પહેલાં જીવ સટોસટની લડાઈમાં ઊતરેલ કાળિ
તે માણસ સામે ધસી ગયો. માણસે મોતને ભાળ્યું.
હાથમાંથી વછૂટી ગઈ અને તે મુઠ્ઠીઓ વાળીને નાઠો.
વાળીને જોવાનીયે હિંમત ઓસરી ગઈ હતી.

કાળિયારને શીંગડાં ભારે પડ્યાં, એથીયે વધુ એને ઉપયોગી થયાં; પણ પાતળા પગની ખરીએ તો એને જીવન-ભર કનડ્યા કર્યું. એના જીવનની ઘડીઓ ગણાતી હતી. અશક્ત બની ગયેલ કાળિયાર ઝાડને છાંયે ઊભો હતો, ત્યાં વંટોળ ચઢ્યો ને ઝાડી સોંસરવો જતો કાળિયાર વેલાઓ વચ્ચે શીંગડાં ભરાવાથી ગૂંચવાઈ ગયો. ઘણી મહેનત અને તરફડાટને અંતે તે નરમ ઘેંસ જેવો બની ગયો અને લાંબો થઈને પડ્યો; ત્યાં તો ડાળે કૂદકા મારી એને દબાવ્યો. ઉપરથી ઝાડની ડાળ પડી ને કાળિયારની આંખો વજનથી દબાઈને બહાર નીકળી પડી. મનુષ્યોની સાથે જીવન સટોસટની લડાઈઓ જીતનાર કાળિયાર આખરે કુદરતને હાથે કચરાઈ મૂઓ !

# માંજારી

ચોમાસાની શરૂઆત હતી. આકાશ કાળાં ડિબાંગ જેવાં વાદળાંની પર્વત જેવી મોટી મોટી ઓપોની ઓથે ઢંકાઈ ગયું હતું, તેથી વેળાસર ખડ કઢાવી લેવા અમારા સાથી પાસે હું વાડામાં ગયો, ને ખાટલો ઢાળી સૂતેલા સાથીને વરસાદના ઘેનથી ભારે થયેલી આંખો ચોળતો ઉઠાડ્યો. ત્યાં તો એકઢાળિયામાં રમતાં રમતાં જયંતે રાડ પાડીઃ 'એ બાપ, સાપ!' તેનો સાદ ફાટી ગયો ને આખું શરીર બીકથી ધ્રૂજી ઊઠ્યું. હું અને સાથી દોડતા ત્યાં ગયા અને જોઈએ તો પૂંછડું બહાર દેખાય. 'ગમાણની અંદર પાળની ઓથે કાંઈક છે' એમ મેં કહ્યું, એટલે સાથી ડાંગ લઈને પાસે ગયો ને ખડખડાટ હસતો બોલ્યોઃ 'અરે, આ તો બિલાડી વિયાણી છે.' એ સાંભળતાં જ મને જોવાની ઉત્કંઠા થઈ.

હું અને જયંત દોડતા ત્યાં ગયા પણ ફરી પાછી બિલાડી છીંકોટી ને સાપ જેમ ભયને આવતો દેખી ફૂંફાડા નાખવા માંડે એમ બિલાડીએ અમને પાસે આવતા જોઈ છીંકોટો કર્યો. જયંત પાછો હઠ્યો પણ હું તો ઠેઠ પહોંચી ગયો હતો. અંદર જોયું તો મોટા ઊંદર જેવડાં પાંચ છ

બચોળિયાં પડેલાં ને સૂતેલી બિલાડીને ધાવવા વળગી પડેલાં—જાણે વેલાને નાનાં તુંબડાં બાઝયાં હોય ! પણ સાથીએ મારો હાથ પકડીને મને ખેંચ્યો: ‘ ભાઈ ત્યાં ન જવાય. બિલાડી અત્યારે ખાલી પેટે હોય અને નાનાં બચ્ચાં પાસે આપણને આવતાં દેખી તે ઉશ્કેરાઈ જાય. એ ઊછળીને ઓચિંતી હૈડિયે વળગે અને ટોટો પીસી નાખે. એનાં અટકચાળાં અત્યારે ન હોય. એને અત્યારે છંછેડવામાંય મજા નહિ.’ ને અમને ત્યાંથી બહાર કાઢી એ વખારમાં ખડની ગાંસડી બાંધવા ગયો.

પણ અમારાથી તે રહેવાય કેમ ! અમે તો દોડતા ઘરમાં ગયા ને બા પાસે તેલનો શીરો કરાવ્યો. અમારી બાવળી કૂતરી વિયાણી ત્યારે તેલનો શીરો અમે એને ખવડાવેલો ને પછી એ અમારી સાથે હળી ગયેલી. અમે રોજ એનાં આંધળાં કુરકુરિયાંને રમાડવા જતા! પણ એ જરાય ભસતી કે કરડતી નહિ, એટલે અમે તો બિલાડીનેય શીરો ખવરાવીને રોજ એનાં બચોળિયાં રમાડવા જવાની લાલચે બા પાસે શીરો કરાવ્યો; નહિ તો બિલાડીને શીરો કોણ ખવરાવે ? શીરો દેખી એણે ગમાણમાંથી કૂદકો માર્યો ને બહાર પડેલી ઠીબમાંથી શીરો ઉડાવવા માંડ્યો; પણ ઘડી ઘડી ખાતી જાય ને ચોતરફ જોતી જાય. બચોળિયાં ઝીણો ઝીણો અવાજ કરે અને એના કાન ચમકે, કારણકે બિલાડી જન્મથી જ વહેમી અને બીકણ હોય છે. એને કોઈનોય વિશ્વાસ આવતો નથી, એમ અમને પાછળથી ખબર પડી. એ શીરો ખાતી હતી ત્યારે અમે ગમાણ તરફ ગયા, ત્યાં તો એણે કૂદકો મારી એક છલંગે ગમાણમાં

પડતું મૂકયું ને બચ્ચાંને ઢાંકીને બેસી ગઈ. માંજરી આંખે તગતગાવતી એ અમારી સામે શંકાની નજરે જોઈ રહી અમે પાછા હટયા, પણ બચોળિયાં આંધળાં હતાં એ તો અમે જોઈ શકયા.

બીજે દિવસે સવારમાં વહેલા અમે વાડામાં ઊપડયા ને જઈને જોઈએ તો ત્યાં ન મળે બિલાડી કે ન મળે બચોળિયાં. અમે તો હાંફળાંફાંફળાં બા પાસે આવ્યા ને બાને કહ્યું કે, 'બિલાડી અને બચોળિયાંને કોઈક ઉપાડી ગયું!' પણ બા કહે કે, 'બિલાડીને કોણ લઈ જાય બિલાડી બચોળિયાંને બીજે ઠેકાણે લઈ ગઈ હશે.' અમને લાગ્યું કે અમે ગયા તેથી એણે ઠેકાણું ફેરવ્યું હશે, પણ એમ નહોતું. બા કહે કે, 'બિલાડીનાં બચોળિયાં જન્મે ત્યારથી આંધળાં જ હોય છે અને તે નવ દિવસે કુરકુરિયાં પેઠે દેખવા માંડે છે. કૂતરી ત્યાં સુધી ફેરવતી નથી, પણ બિલાડી તે બહુ જ વહેમી હોય છે એટલે હંમેશાં એ બચોળિયાં ફેરવ્યા જ કરે, અને તેથી જ જો કોઈ પોતાનો સામાન ઘડીઘડી ફેરવ્યા કરે તો આપણે કહીએ છીએ કે, 'મીંદડીનાં બચોળિયાં પેઠે શું ઘડીઘડી ફેરવ્યા કરો છો?' અને 'બચોળિયાં સાત ઘર ફરે ત્યારે દેખતાં થાય એવું કહેવાય છે પણ ખરું.

અમે તો પાછા એ બધું ભૂલી ગયા, પણ આઠેક દિવસ પછી સહુ રમતા હતા ત્યાં બિલાડીને તેના મોંમાં બચોળિયું લઈને પાછી આવતી જોઈ. અમે ધાર્યું કે બિલાડી ઊંદરને પકડી લાવી. પણ ઊંદર કાંઈ એવડો મોટો હોય? એ તો બચોળિયું હતું. જયંત કહે કે, 'બચોળિયું મરી ગયું હશે નહિ તો કાંઈ આમ મોઢામાં પકડીને ઊંદરને ઉપાડી જા

એમ બિલાડી પોતાનાં બચોળિયાંને ઉપાડે ખરી ?' બા કહે કે, ' બિલાડી તો બચોળિયાંને અને ઉંદરને એમ જ ઉપાડે, પણ એને દાંત બેસાડવામાં ફેર.' શત્રુ અને મિત્રની કસોટી એના દાંત કરે છે. ઘડી થયું ત્યાં તો બિલાડી વારાફરતી બધાંય બચોળિયાં ઉપાડી લાવી અને કોઠારમાં એક ખૂણામાં મોટી કોઠી હતી તેની ઓથે એ બધાંને સંતાડ્યાં. હવે તો બચોળિયાં દેખતાં થઈ ગયાં હશે એમ અમે ધાર્યું અને બિલાડી બહાર ગઈ ત્યારે જોયું તો હજી તેઓ દેખતાં ન હતાં. ધીમું ધીમું તેઓ છછુંદર પેઠે ચૂંચું કર્યા કરતાં હતાં.

બીજે દિવસે તેઓ દેખતાં થયાં. દિવસે દિવસે બચોળિયાં મોટાં થયાં. પછી તો તેઓ બિલાડીની ઉપર પડાપડી કરતાં. બિલાડી પણ એમની દરકાર બહુ ઓછી કરતી. ફક્ત ધવરાવવા આવતી. બાકી તો આજુબાજુ ફર્યા કરતી અને પોતાનો ખોરાક મેળવ્યા કરતી, અને છતાંય સુથારનું મન બાવળીએ એમ એની દૃષ્ટિ તો બચોળિયાં ઉપર જ રહેતી.

શરૂઆતમાં તો બચોળિયાં રૂના દડા જેવાં સુવાળાં હતાં. બે સફેદ હતાં ને માંહી સોનાની થાળીમાં લોઢાની મેખ જેવા બે ચાર કાળા ડાઘા હતા. એક તો તદ્દન કાળું હતું; જાણે નર્યો મેશનો ઢગલો. ને બીજાં બે ભૂખરા રંગનાં અને ઉપર વાઘના જેવા પટા: પણ બહુ રૂપાળાં તો પેલાં બે સફેદ લાગતાં. બે દિવસ પછી પેલાં ભૂખરાં બન્ને મરી ગયાં ને કાળાને કોઈક ઉપાડી ગયું એટલે બિલાડી રઘવાઈ થઈ. ટાંટિયો વાળીને જરા જંપીને બેસે જ નહિ. ચોતરફ ખોળાખોળ કરે. કેટલાંય વાસણોનો ફોડીને ખૂરદો કરી નાખ્યો, પણ એને નીરાંત ન થઈ. અંતે કાયર થઈને

રડવા જેવો તીણો અવાજ કરતી તે ઓશિયાળી બનીને કોઠી પાસે આવીને બેઠી. આજ તો બાએ અમનેય પાસે જવા ન દીધા. વેરના નશામાં ભાન ભૂલેલી બિલાડી કાંઈનું કાંઈ કરી બેસે એવી બાને બીક હતી. એવામાં એક બિલાડો પાસે થઈને નીકળ્યો ને બિલાડી છલંગ મારીને એના ઉપર કૂદી પડી. જેમ કોઈ અજાણ્યો મુસાફર નિર્જન વગડે ચાલ્યો જતો હોય અને પાછળથી ચોર-લૂંટારા આવી ઓચીમાંથી પકડે ત્યારે એ ભયભીત બની જાય એમ બિલાડો પણ ભયભીત બની ગયો અને પૂંછડી પાછલા બે પગ વચ્ચે ઘાલીને બેસી જઈ ધીમો છીંકોટો નાખવા મંડ્યો. બિલાડી પણ ઊભડક પગે બેસીને છીંકોટા ઉપર છીંકોટા નાખી ઘૂરકવા મંડી. પાંચેક મિનિટમાં તો બન્ને બાથંબથા આવે એમ એક બીજા ઉપર નઘાતિયાં થઈ તૂટી પડ્યાં. બિલાડી જીવ ઉપર આવી ગઈ હતી. બિલાડો જોરાવર હતો, છતાંય એક મરણિયો સોને ભારે પડે એમ રિસાળ અને ક્રોધીલી બિલાડી સામે એ ટક્કર ઝીલી શક્યો નહિ ને કૂદીને માળ ઉપર ચઢી ગયો. બિલાડી પાછળ કૂદી, પણ ત્યાં તો એ નાસીને અદસ્ય થઈ ગયો. પોતાનો ક્રોધાગ્નિ શાંત પાડતી ગર્વથી ઉન્મત બનીને પગ પછાડતી પછાડતી એ આવીને કોઠી પાસે બેઠી ને ધીમો ધીમો ઘુર-ઘુર અવાજ કરવા લાગી. તરત જ કોઠી પછવાડેથી બેય નાનાં બચ્ચાં નાચતાં કૂદતાં ગેલ કરતાં આવીને એની ઉપર કૂદવા લાગ્યાં ને આંચળે વળગી ચસ ચસ ધાવવા લાગ્યાં—જાણે દૂધ ઉપર નાગ બેઠા ! બિલાડીએ બચ્ચાંને ચાટવા માંડ્યાં. મા વહાલ આવે ત્યારે બચ્ચાંને બોકી-બચ્ચી ભરે

એમ બિલાડી તેનાં બચ્ચાંને ચાટે છે.

ધીમે ધીમે બચોળિયાંને દાંત આવવાની શરૂઆત થઈ. રોટલીની ઝીણી કરચો તેઓ ખાઈ શકતાં હતાં; અને બિલાડીને ધાવતી વખતે આંચળ ઉપર બચકાં પણ ભરવા માંડે, એટલે બિલાડી બિચારી કૂદીને બચોળિયાંને તરછોડી નાખી આઘી ભાગે. પણ ધીમે ધીમે એણે એ જંજાળ પણ તજી દીધી. બે મહિને તો બચોળિયાં પોતાની મેળે પોતાનો ખોરાક મેળવી શકે એવાં થઈ ગયાં હતાં. બિલાડીને બીજાં પ્રાણીઓ પેઠે દર, બોડ કે ઘર હોતાં નથી; એટલે એમને કાંઈ પંચાત હોતી નથી. જ્યાં ત્યાં પડ્યાં રહે ને મળે તે ખાઈ લે. ઝીણાં જીવડાં, ઉંદર ને અનાજ એ એમનો ખોરાક; પણ ઘી અને દૂધ એને બહુ ભાવે. શરૂઆતમાં તો અમે એમને ખાવા આપતા પણ મોટાં થયાં એટલે અમારી ગરજ એમણે છોડીને પોતાનું પોતાની મેળે શોધી લેવા માંડ્યું. તેમનું શરીર પણ વિકસ્યું હતું. મૂછોના વાળ જરા મોટા થયા હતા અને રાક્ષસીઓ પણ મજબૂત બની ગઈ હતી. અચાનક એક બચ્ચું મરી ગયું ને બીજાએ બે દિવસ સુધી એના વિયોગે અણોસરું થઈને ફર્યા કર્યું. પણ ધીમે ધીમે વાત કોઠે પડી ને દુઃખ વિસરાઈ ગયું. હવે તો એને અમારી સોબતની જરૂર પડી ને અમારું મિત્ર બની રહ્યું.

મોટું થતાં થતાં તો એનું અંગેઅંગ વિકાસ પામ્યું. નવથી દશ ઇંચ લાંબી પૂંછડી અને શરીરની લંબાઈ પણ ૧૭ થી ૧૮ ઇંચની હશે. ઊંચાઈ પણ ખાસી મજાની નવથી દશ ઇંચની થઈ ગઈ. હવે તો એ મોટી બિલાડી

બની ગઈ હતી. એની મૂછો પણ બિલાડાની જેવી લાંબી થઈ ગઈ હતી. માણસોને મૂછો એ મરદાઈનું નિશાન છે, પણ બિલાડીને તો નર માદા બન્નેને મૂછો હોય છે અને તેનો ઉપયોગ તેઓ અંધારામાં આંધળાની લાકડી પેઠે કરે છે. મૂછને કંઈ પણ અડે તે ઉપરથી એ વસ્તુને ઓળખી જાય છે. વાઘ–સિંહને પણ મૂછો એટલી જ ઉપયોગી હોય છે. આગલા પંજામાં પાંચ અને પાછલા પંજામાં ચાર નહોર પણ ફાડી નાખે એવા તીણા થઈ ગયા હતા.

જયંત એક દિવસ એને રમાડતો હતો અને બિલાડી ગેલમાં આવી જઈ એના ઉપર કુદાકુદ કરતી હતી. બીજાં છોકરાંઓ બિલાડીની પૂંછડી તાણે ત્યારે તેની તરફ ઘુરઘુર અવાજ કાઢીને ખિજાઈ જતી; છતાંય જયંતને તો કાંઈ બોલતી નહિ ને એના ગાદીવાળા પંજા એના શરીર ઉપર ઘસતી. એના નહોર એવા તીણા હોય છે કે જો આપણા શરીર ઉપર ઘસે તો ચામડી ફાડી જ નાખે, પણ જેમ તલવારને મ્યાનમાં નાખી દેવાય છે તેમ નહોરને એ પોતાના પંજામાં સંતાડી દે છે અને જરૂર પડ્યે જ બહાર કાઢે છે, એટલી એની નવીનતા. બીજાં પ્રાણીઓને આવી સગવડ હોતી નથી. જયંતે એના કાન ઝાલી અમળાવ્યા, પણ એનું ધ્યાન ન હતું. એ તો બગલા પેઠે ધ્યાન ધરીને બેસી ગઈ હતી.

સંધ્યાનું અંધારું ઝપાટાબંધ વધ્યે જતું હતું અને આછી કાળી ચાદર પૃથ્વી ઉપર પથરાતી હતી, તેવે વખતે બિલાડીએ અચાનક જયંતના ખોળામાંથી કૂદકો માર્યો ને અમે બધા ગભરાઈ ગયા. પણ સહેજ પણ અવાજ,

ખખડાટ કે સંચળ વગર એ બે કૂદકે સીધી એને ધારેલે ઠેકાણે જઈ પહોંચી અને ખણણ કરતો વાસણનો ઢગલો થયો. અભરાઈ ઉપર એના બે આગલા પગ ચોંટ્યા હતા અને પાછલા બે પગ નીચે ભીંત ઉપર લટકતા હતા. એનું મોઢું કાંઈક ખોળતું હતું. અમે બત્તી લઈને જોઈએ, ત્યાં તો એણે એક મોટો ઊંદર પકડી પાડેલો. દિવસે ઘેરાયેલી રહેતી આંખોમાંની નાનકડી પટી જેવી કીકી રાત્રે ખૂબ જ પીળી રેડ જેવી ને દીવા જેવી ચળકતી બની ગઈ હતી. રેડિયમ પેઠે એ પોતાની આંખે આવા ડિબાંગ જેવા અંધારામાં પણ દીવા જેવું સ્પષ્ટ દેખી શકે એ જોઈને અમને તો ખૂબ જ નવાઈ લાગી. એની આંખો માંજરી હોવાથી એનું નામ અમે માંજારી પાડ્યું, પણ ઘેર તો એને બધા માંજરી જ કહેતા.

માંજારી હવે તો ઘરમાં ઊંદરોનો સોથ બોલાવતી. દિવસે ઘરમાં અંધારામાં અને રાત્રે વાડામાં એ એનો શિકાર કરતી અને ઊંદરોને ભાળ્યા ન મૂકતી. કોઈ કોઈ વખત તો એના કોઈ નાતીલા ( જ્ઞાતિજન ) આવીનેય ચોરીછૂપીથી પોતાનું ભોજન કરી જતા, કારણકે માંજારી તો કોઈનેય પોતાની હદમાં આવેલાં જોતી તો એની જોડે લડાલડ કરી મૂકતી, બચકાં ભરીને તોડી નાખતી અને લોહીલોહાણ બનાવી મૂકતી; છતાંય ઘણાંય બિલાડાં આવીને ઊંદરનો શિકાર કરી જતાં. અમારો વાડો હતો અગોચર જેવો અને વખારોમાંય અંધારું ખૂબ રહેતું. વળી વખારોમાં અનાજ પુષ્કળ મળતું એટલે ઊંદરો તો ખૂબ જ રખડતા ફરતા. બિલાડાં ઊંદરોનો સોથ બોલાવતાં

પણ ઊંદરો ખૂટે જ નહિ. આ કહે કે, દુર્યોધનની પેઠે બિલાડાંને પગે પદ્મ હોય છે. એ ગમે તેટલા ઊંદરો મારે પણ ખૂટે જ નહિ, એવી કહેવત છે. પણ અમારો સાથી કહે કે, એવું હોય ? ઊંદર વર્ષમાં બે વખત વિયાય અને એકી સાથે દશ બાર બચ્ચાંને જન્મ આપે. બાર મહિને પાછાં એ વિયાવા માંડે. આમ ઊંદરોનો ઉછેર ખૂબ છે. જો બિલાડાં એનો શિકાર ન કરી નાખે તો તો દુનિયામાં ક્યાંય એ માય જ નહિ.



માંજારીને શિકારનો ખૂબ શોખ હતો. પોતાના ખોરાક ઉપરાંત પણ એ આખો દિવસ શિકાર ઉપર મીટ માંડીને બેસતી. સૂતી હોય તો પણ જરાસરખો સંચળ થાય ત્યાં ભડાક દેતી બેઠી થઈ મોટી મોટી ડાંફો ભરીને તલપો મારે, એટલા તો એના કાન સરવા અને કાગડાની પેઠે ઊંઘ પણ એને ઓછી. જો કોઈ બીજી બિલાડી ભૂલેચૂકે આવી ચડી હોય તો તરત જ ઘૂરકવા માંડે ને એને કાઢે ત્યારે જ એ જંપે.

શિયાળાની ઠંડીનાં પૂર ઓસરતાં હતાં ને હુતાસણી પર્વ નજીક આવતાં હતાં, તેવે વખતે એક દિવસ માંજારી પોતાની જોડે એક બિલાડાને લઈ આવી. કોઈનેય ઢૂંકવા ન દે તેને પોતાની જોડે સોબતી લાવેલી જોઈને અમને બધાંને ખૂબ જ કુતૂહલ થયું, પણ તેઓ તરત જ પાછળ વાડામાં ચાલ્યાં ગયાં. પણ કાંઈક નવાઈ જેવું હોય તો છોકરાંઓ ઝાલ્યાંય શેનાં રહે? અમે તો બધાંય વાડામાં ઊપડ્યાં. માંજારી ને બિલાડો બન્ને ખૂબ જ ગેલ કરતાં હતાં અને એક બીજાને વહાલનાં બચકાં ભરતાં હતાં. મને લાગ્યું કે માંજારી હવે ઉંમરલાયક થઈ છે, માટે પોતાના ધણીની શોધ એ કરી આવી છે; એટલે અમારી જિજ્ઞાસા શાંત થઈ અને અમે બધાં તરત જ પાછાં આવ્યાં.

સાંજનો નમતો પહોર હતો અને વાડામાં કોઈ ન હતું. અમે બધાં આંગણામાં રમતાં હતાં ત્યાં બિલાડીએ કાળી ચીસ પાડી એટલે અમે બધાં દોડતાં વાડામાં ગયાં. બે દિવસથી માંજારીએ અમારી સોબત તજી દીધી હતી. અમને લાગ્યું કે ગરજ સરી એટલે વૈદ વેરી. પોતાનો સોબતી મળ્યો એટલે અમને ભૂલી ગઈ, એટલી એ નગુણી થઈ ગઈ;

પણ બે દિવસથી તે અણોસરી અને રઘવાઈ થઈ હતી અને એને ક્યાંય ગમતું નહિ, એટલે અમેય એની પાછળ ફરતાં નહિ. પણ આજે જઈને જોઈએ તો બિલાડો એક બાજુ ઊભો હતો અને માંજારી જમીન ઉપર ગોળ ગોળ આળોટી ગલોટિયાં ખાતી હતી. ચીસ તો બિલાડાની હતી પણ માંજારીને આમ વાઈ આવી હોય ને માણસ આળોટે તેમ આળોટતી જોઈ અમને થયું કે માંજારીને બિલાડાએ કાંઈક કરી નાખ્યું. ત્યાં તો અમારો સાથી આવી પહોંચ્યો. તે અમને બધાંને ત્યાં ઊભેલાં જોઈ હસ્યો. તેણે અમને કહ્યું: 'માંજારી હવે ચાર પાંચ મહિને વિયાશે.' ને અમે બધાં એના મોઢા સામે જોઈ રહ્યાં. મેં પૂછ્યું: 'કેટલાં બચોળિયાં આવશે?' સાથી હસી પડ્યો ને બોલ્યો: 'એને જેટલાં આંચળ હશે તેટલાં કે એથી ઓછાં. વધુ તો નહિ જ.'

પાંચેક મહિના વીત્યા ને માંજરીએ છ બચોળિયાંને જન્મ આપ્યો. એની મા પેઠે એ કાંઈ અમારાથી અજાણી ન હતી, છતાંય એનાં બચ્ચાં પાસે અમને ઢૂંકવા ન દેતી; એટલી તો એ પણ બીકણ અને અવિશ્વાસુ હતી. માંજારી જરાય ખસતી નહિ, એટલે આઠ દિવસ સુધી તો બચોળિયાં આંધળાં હશે એમ ધારી અમેય ફક્ત એને ખવરાવવા જતાં, તે સિવાય એને પજવતાં નહિ. એની મા પેઠે એણેય પોતાનાં બચોળિયાંને સાત ઘરે ફેરવ્યાં ને પછી તો એનું એ નાનકડું લંગર લઈને વાડામાં ફરતી. બચોળિયાં એમની મા જેવાં રૂપાળાં ન હતાં, એટલે અમને એકે પાળવું ગમ્યું નહિ, પણ એની માને તો એ જીવથીયે વહાલાં હતાં. સીદીભાઈને એનાં કદરૂપાં બચ્ચાંય સહુથી રૂપાળાં લાગે છે, એમ એને મન

એનાં બચોળિયાં રૂપરૂપના અવતાર હતાં અને વહાલથી એ એમને ચાહતી.

વરસાદનું ઝાપટું પડી ગયું હતું અને આકાશ ધોયેલા મોં જેવું સ્વચ્છ હતું. અમે બધાં વખારની ઓશરીમાં ગરિયો ફેરવતાં હતાં અને માંજારી પોતાનું લશ્કર લઈ ને એક બાજુ બેઠી હતી. એનાં છયે બચોળિયાં એના છયે આંચળે વળગી પડ્યાં હતાં; તેવામાં માંજારીએ કૂદકો માર્યો. એ ઠંકે તો તે સામેની ગમાણ પાસે પહોંચી ગઈ ને ફૂ . . . અવાજ સંભળાયો. સાપ ફેણ માંડીને લડતો હતો અને બિલાડી સામે બેઠી બેઠી પગ પછાડતી હતી અને છીંકોટા કરતી હતી. સાથી બહાર ગયો હતો એટલે અમે બધા ગભરાઈ ગયા. સાપ જો માંજારીને કરડશે તો માંજારી મરી જશે અને આ બિચારાં બચોળિયાં રખડી પડશે એ બીક હતી, પણ માંજારી કાંઈ ત્યાંથી ખસે ? એણે તો લડાઈ જાહેર કરી હતી. સાપ પણ ગુસ્સે થઈ ને મોત સામે યુદ્ધ ખેલવા તૈયાર થયો હતો અને ફૂંફાડા મારી ફેણ પછાડતો હતો. એવામાં માંજારીએ કૂદકો માર્યો ને ભોંય પર પડેલી ફેણને મથાળે નહોર ભરાવી બચકું ભર્યું ને ફેંણ ઊંચી થાય તે પહેલાં કૂદીને દૂર જઈ બેઠી; પોતાની જીભ વડે પગના નહોર ચાટ્યા ને પાછી બીજો કૂદકો મારવા તૈયાર થઈ ગઈ. આમ બેચાર વખત સાપને હેરાન કર્યો એટલામાં સાપ મોળો ઘા જેવો થઈ ગયો ને અધમૂઆ જેવો જમીન ઉપર ઠરી ગયો, એટલે બિલાડીએ એને ચીરી નાખ્યો ને કકડા કરી નાખ્યા; ત્યાં તો અમે દોડી પહોંચ્યા, માંજારીને હાંકી કાઢી ને નાગને લાકડાં ઉપર ગોઠવી ઉપર ઘી રેડીને બાળ્યો.

અમને લાગ્યું કે માંજારીને ઝેર ચડશે, પણ અમારો
કહે કે બિલાડીને ઝેર ચડતું નથી. એની જીભ એવ
વાળી હોય છે કે એ એના શરીરને ચાટ્યા જ કરે
ઝેર ઉખેડી નાખે છે. મોર તો સાપ આખા ને
ગળી જાય છે પણ એને તો કાંઈયે થતું નથી, એટલે
નિરાંત વળી.

હવે તો માંજારીનું તોફાન ઘટતું જતું હતું.
એ કોઈનેય ગાંઠતી નહિ, પણ બચોળિયાં મોટાં થ
હતાં અને એમને રસ્તે પડી ગયાં હતાં, તેથી માંજાર
એકલી થઈ ગઈ હતી. ખાવાનું મળે ત્યાં પડી રહે
મળે તો નાસી જાય, એવી એ ગરજાઉ બિલાડી
જેટલી વફાદાર ન હતી. હવે એની જુવાનીનું જોર
પડ્યું હતું. શોખની ખાતર શિકાર કરવાનું એણે છો
હતું અને અમે આપીએ તે ખાઈને પડી રહેતી.
સુવાવડે એનું શરીર નંખાઈ ગયું હતું, છતાંય ભાંગ્યું
તોય ભરુચ. ડરપોક એ નહોતી બની. જરૂર પડ્યે એ
જોરનો પરચો બતાવવામાં પાછી પડતી નહિ.
પોતાના નામથી રળી ખાય છે એમ એની યુવાની
કોઈ બિલાડી એની હાજરીમાં અમારા વાડામ
શકતી નહિ.

ઉનાળાના સખત તાપમાં ચોતરફ ઊની લૂ
હતી. આખું શરીર બળુંબળું થઈ રહ્યું હતું. પંખી
આવા સખત તાપથી ઝગી જઈને પોતાના માળા
ઈને બેસી ગયાં હતાં. ચોતરફ નીરવ શાંતિ ફેલાઈ ગ
અમે બધા ખાટલો નાખી વાડામાં લીંબડાના ઝ

સૂતા હતા, તેવામાં ખખડાટ થયો ને મારી ઊંઘ ઊડી ગઈ. ડોકું ઊંચું કરીને જોઉં તો માંજારી પોતાના નહોર બહાર કાઢીને ઝાડના થડ સાથે ઘસતી હતી, કારણકે જ્યારે એના નહોર વધી જાય છે અને પંજામાં સમાઈ શકતા નથી ત્યારે તે પોતાના નહોરને ઝાડ સાથે અથવા લોઢા જેવી મજબૂત વસ્તુ સાથે ઘસી નાખે છે. સાપ પોતાની કાંચળી ઉતારવા ઝાડ સાથે વીંટળાય છે અને પછી પૂંછડી છાલમાં ભરાવી સડેડાટ બહાર નીકળી જાય છે એમ બિલાડી પણ પોતાના નહોર ઉતારવામાં ઝાડના થડની છાલનો ઉપયોગ કરે છે. માંજારીને પોતાના કાર્યમાં નિમગ્ન જોઈને હું પાછો ખાટલામાં સૂતો. પવનની ઠંડી લહરી ને લીંબડાના ઝાડનો ઠંડો શીળો છાંયડો એટલે ઊંઘ પણ મીઠી આવતી હતી. એવામાં અચાનક પક્ષીઓનો કળેળાટ થયો ને ઊંઘ ઊડી ગઈ. જોઉં તો માંજારી નીચે નહિ. ઊંચે જોઉં તો પક્ષીઓનો કળેળાટ અને એમના ઊડવાથી પાંખોના થતા ફફડાટ વચ્ચે ઝાડ ગાજી ઊઠયું હતું ને માંજારી પોતાના બે આગલા પગના નહોર વડે ડાળ પકડીને નીચે લટકી રહેલી. માંજારીને આજે પોતાના આગલા શોખ યાદ આવ્યા હતા અને નીચે પડેલા એક ઈંડાના સ્વાદે એની જૂની સ્મૃતિઓને ઉત્તેજી હતી, પણ વાંદરાની પેઠે એક ડાળેથી બીજી ડાળે કૂદવા જતાં એ લપસી ને આગલા પંજા ડાળ ઉપર ચોંટી રહ્યા. નીચલા પગ હવામાં લટકી રહ્યા તેથી તેની સ્થિતિ કફોડી થઈ પડી. ઉપર ચડી શકાય નહિ ને આગલા પંજા વડે ડાળ પકડી હતી તે મૂકી દે તો નીચે પડીને મરે. એવામાં ઝાડની છાલ માંજારીનું વજન સહન ન કરી

શકવાથી શિખડી પડી ને માંજારી સીધી નીચે પડી.
લાગ્યું કે એ . . . પડી . . . ને મરી ગઈ; પણ સ
સહુની અજાયબી વચ્ચે એ તો સીધી પડી, ને કાંઈ
પછાડ વાગ્યા વગર સાજી તાજી દોડી ગઈ. સાથી કા
'બિલાડીને ગમે તેટલે ઊંચેથી બાંધી રાખીને નીચે
પણ જમીન ઉપર તો એ સીધી જ પડવાની. પગમાં
હોવાથી એને પગમાં વાગતું નથી, એટલે સહેજમાં
જાય છે અને તેથી જ એ ઘણી વખત પ્રાણઘાતક સ
ખેડે છે.'

માંજારી હવે તો ખૂબ જ હિંમતવાન બની
પોતાની લોંકી ખાવાની કળા ઉપર એને સંપૂર્ણ કાબૂ
અને ધારેલે સ્થળે ઝડપથી ચોંટવાની એને ચોટ હતી
દિવસ બપોરે માંજારી જરા ફરવા નીકળી. આંગ
બાવળી પડી હતી અને તેની બાજુમાં ડાઘિયો જીભ
કાઢી હાંફતો હાંફતો બેઠો હતો, તેવામાં કોઈનેય ખ
પડે એવા ધીમા પગલે મીનીબાઈ નીકળ્યાં ને ડાઘિયે
માસીને જોઈ ને ફૂદચો. માંજારી દોડી, પણ સામેથી વળી
બીજા કૂતરાને આવતો જોઈ એ ગભરાઈ ગઈ અને
કાઢીને ફૂં . . . કરતી ચારે પગે ઊંચી થઈ ને, જેવા કૂત
નજીક આવ્યા ત્યાં કમાનમાંથી તીર છૂટે એમ કૂદકો
ને લોંકી ખાઈ કૂતરી બેઠી હતી તે તરફ દોડી, પણ બ
જાગી ગઈ હતી. પોતાના ધણીનું અપમાન કરનાર ર
રીની પાછળ એ પડી અને વાડામાં પેસી જવાની ધાર
દોડતી માંજારી વાડાનું બારણું બંધ દેખી અટકી
પાછળ મોત દોડતું આવતું એને લાગ્યું. છેવટે નધ

ફરી જીવ ઉપર આવી જઈ એ ખિજાઈ ઊઠી ને બાવળી લગોલગ નજીક આવે તે પહેલાં લોંકી ખાઈને પાછળ કૂદી પડી. ત્યાં તો અમે પહોંચી ગયા અને માંજારીને બચાવી લીધી. હવે માંજારી બહાર ફરવા જતી વખતે બહુ જ સાવચેતી રાખશે એમ અમને લાગ્યું. કાળ આવી પહોંચ્યો હોય એમ એનાં રૂવેરૂવાં ઊભાં થઈ ગયાં હતાં. એ ખૂબ જ ગભરાઈ ગઈ હતી.

માંજારી અંધારામાં એક ખૂણામાં સૂતી હતી ત્યાં અચાનક એક કાળી બિલાડી લપાતીછુપાતી છાપરેથી ઊતરી. અંધારામાં ખૂણામાં ઉંદરનો જરા સળવળાટ થાય તોય ચકોર માંજારી એકદમ દોડી પહોંચે; એના ધ્યાન બહાર આ કેમ જાય? એ એકદમ બહાર આવી ને પેલીને નસાડવા એના ઉપર કૂદી પડી. પછી તો જૂનું વેર ઉખેળાતું હોય એમ બંને ભયંકર જીવ સટોસટની લડાઈ ઉપર આવી ગયાં. એવામાં જયંત કહે કે, બિલાડાં બહુ કીનાખોર હોય છે. જો કોઈ બિલાડું બીજા બિલાડા ઉપર પેશાબ છાંટે તો તેઓ સામાને કાં તો મારે કે મરે, પણ એમાંથી એક બીજા ઉપર વેર લીધા વગર ન રહે. એવામાં રમણ આવ્યો. એ જરા અટકચાળો હતો અને આવી નવતર વાતો સાંભળી એને અખતરા કરવાનું બહુ મન થતું એટલે એણે જાળિયામાં સંતાઈને ધીમેથી પાણીની અંજલિ ભરીને છાંટી. બન્ને સમજ્યાં કે પેશાબ પડ્યો. પછી જોઈ લો મજા! મારું કે મરું એ જ રટણ બન્નેની ખુન્નસભરી આંખોમાં દેખાતું હતું. આવે વખતે પાસે જવું પણ ભયંકર હતું. બન્ને જીવ ઉપર આવી ગયાં હતાં. બન્ને જોરાવર હતાં. માંજારી આટલી ઉમ્મરે

નંખાઈ ગયેલી હતી છતાં પણ તે જુવાન પેઠે લડતી હતી. સમરાંગણમાં ઊતરેલો ચીંથરાનો નામર્દ માણસ પણ ક્યારેક શૂરવીરને શરમાવે તેવું પરાક્રમ કરી બતાવે છે એમ માંજારીએ સામા બિલાડીને લોહીલુહાણ કરી મૂકી હતી. અમને લાગ્યું કે માંજારીએ દારુણ યુદ્ધ કરી વિજય મેળવ્યો છે, માટે હવે બન્નેને છોડાવીએ તો ઠીક. એમ માની લાકડી લઈ હું અંદર ગયો ને મહામુસીબતે બન્નેને જુદાં પાડ્યાં.

પણ માંજારી કાંઈ ઓછી ઘવાઈ ન હતી. કેટલેક ઠેકાણેથી એની રુંવાટી ખેંચાઈને નીકળી ગઈ હતી, આખે શરીરે લોહીના રેગાડા નીતરતા હતા, કાન તૂટી ગયો હતો, છતાંય એના ઊભરાઈ જતા શૌર્યમાં એને જરાયે હાંફ ન હતી. અમે તેને એ વખતે તો એક ઓરડામાં પૂરી દીધી, કારણકે ઊભરાઈ જતું શૌર્ય એકદમ દબાવી દેવાથી રખે લોહી માથે ચડી જઈને એનું અકસ્માત્ મૃત્યુ થાય ! પાણી તો એના ઉપર રેડાય તેમ ન હતું, કેમકે બિલાડી પાણીથી સો ગાઉ દૂર નાસે છે, એટલે એને એમ ને એમ પૂરી રાખ્યા વગર છૂટકો ન હતો.

પણ એનો કાળ ભરાઈ ગયો હતો. સાંજે અમે એને ખવરાવવા ગયા ને ઓરડો ઉઘાડ્યો ત્યારે એમાંથી દુર્ગંધ વછૂટતી હતી. માંજારીનું મડદું એક ખૂણામાં પડ્યું હતું. એનું શરીર વીંખરાઈ ગયું હતું, છતાંય એના ચહેરા ઉપર વિજયનો નશો હતો, શૌર્યનું તેજ હતું અને ગર્વનો મદ હતો.

અમે ભંગીને બોલાવી લાવ્યા. ભંગીએ એના પગે દોરડી બાંધી અને ઢસડવા માંડી. એની આવી કરુણ અને

દયાજનક સ્થિતિ જોઈ અમારી આંખમાંથી આંસુ સરી પડ્યાં. એકદર જગત એની સેવાઓ ભૂલી જઈ એના મડદાને જમીન ઉપર ઢસરડાવે તે અમારાથી સહન ન થયું; તેથી ભંગીને બે પૈસા આપી સૂંડલામાં નંખાવી, તેને ભંગી સાથે બહાર મોકલાવી દીધું અને એના વિયોગને અંતે અમે બન્નેએ આંસુ સાર્યાં.

# રાની બિલાડો

મોટા મોટા ડુંગરાઓની હારોની વચ્ચે આવેલા એક પહોળા મેદાનને ખૂણે હંમેશા એક વાઘરી, જ્યારે જ્યારે હું ફરવા નીકળતો ત્યારે ત્યારે મને મળતો. વળ દીધેલી મૂછોવાળો, કાળા રંગનો, તાડના ત્રીજા ભાગ જેવો પડછંદ આદમી એ હતો. જેરિયો એનું નામ. શરીર તો સાવ સૂકલકડી હતું, પણ એના હાડકાં એના હાથમાંની લાકડી જેવાં નક્કર હતાં. એક લાકડી મારતાં સામાના રામ રમી જાય, એમ એના હાથની એક જ મુક્કી સામાને ઓકાવી નાખતી અને તેથી જ ગામના લોકોએ એને સીમની રખેવાળી કરવા ટોયો બનાવ્યો હતો.

અમારા ગામની આસપાસનો પ્રદેશ બધો ડુંગરાળ હોવાથી આજુબાજુમાં ગામ ન હતું અને તેથી જેરિયાને આખી રાત એ વાદળાંની ખેપ જેવા ડુંગરાની ટોચે ઉપરાઉપરી લટાર લેવી પડતી. કડકડતી ઠંડી પડતી હોય કે બળતો બપોર હોય, ધોધમાર વરસાદ પડતો હોય કે અંધારી ઘોર કાળી રાત્રી હોય, પણ જેરિયાનું હૃદય ડરતું નહિ. એના કાળા મેશ ચહેરામાં રતાશ પડતી એની ખૂની આંખો સામાને ડરાવતી, એનો પડછંદ દેખાવ હેબક પમાડતો અને એનું બળ સામાને મારી નાખતું.

.વા કાળના સગા ભાઈ જેવા જેરિયાનો પોતાનો પાળેલ ઘેયો કૂતરો સંગાથી હતો. પછી ગમે ત્યાં એકાંત સ્થળમાં તાં એને ભયની કંપારી આવે જ શાની? બીક તો એનાથી ગાઉ દૂર નાસતી.

ઊંટિયાની કોઢ પેઠે નીકળેલી ડુંગરાની એક ખોપ ર જેરિયો ડાઘિયાને ગેલ કરાવતો કરાવતો ચાલ્યો જતો ા. ચોતરફ ચાંદની પૂર બહારમાં ખીલી હતી અને ખોપ રની ભયંકર ઝાડીના પડછાયા બિહામણા લાગતા હતા. વચ્ચે જેરિયો આજે નિડર બનીને આગળ વધ્યે જતો ા, એવામાં અચાનક એના પગ નીચે કંઈક કચરાયું. ી પૂંછડીવાળી ને સુંદર રૂંવાવાળી ધોળા રંગની એક ી બિલાડી જેરિયાની આંટીએ ચઢી ને ભયભીત બનીને ા અને પાંચેક ફૂટ છેટે બાણની પેઠે પડી. પછી ઊઠીને ગ ચક્કર ચક્કર ફરીને સામું મોઢું કરીને બેઠી. અચાનક લા દુશ્મનના હલ્લાને ખાળવા એણે પોતાની પીઠને ાન પેઠે વાળી, ઊંટ પેઠે ઢેકો કાઢચો. પોતાના એક ના નહોર બહાર કાઢીને ઢાલ પેઠે પંજો સામો ધર્યો ને ચમકતી આંખો વડે ડારતી ગળામાંથી ઘોઘરો કાઢીને કવા લાગી.

ડાઘિયો આ ઓચિંતી ચીસકથી ડરી, પોતાના બે ા વચ્ચે પૂંછડી દબાવી, જેરિયાના પગમાં ભરાયો. જે ટા મોટા કાળિયરને એક ઝપાટે મારી નાખતો એ ઘરિયો કૂતરો પણ આજે ભયભીત બની ગયો હતો; પણ રિયો ક્યાં કોઈની દરકાર કરે એવો હતો? એણે ડાઘિયાને થે હાથ ફેરવ્યો અને ઠંડે કલેજે બેદરકાર બનીને એણે

બિલાડી તરફ જોયા કર્યું. કૂતરો વસ્તુસ્થિતિ સમજી ગયો અને બિલાડી ઉપર તેને ફાડી નાખવા વિકરાળ બનીને કૂદ્યો; પણ તે પહેલાં તો પોતાની જિંદગીનો અંત લાવનાર કાળ જેવા ડાઘિયાને ધસતો જોઈ, પગને આંટીએ ચઢાવતા વાળ ગૂંચવાઈ ગયા તેનીયે દરકાર કર્યા વગર પાસેની ખાડમાં તે કૂદી પડી.

કૂતરો પાછળ કૂદી પડે તે પહેલાં જેરિયે એને અટકાવ્યો અને બિલાડી નાસી ન જાય તેનું ધ્યાન રાખવાનું સમજાવી તે બાજુના ઝાડ તરફ વળ્યો. પોતાની પાસે છરી હતી તે વડે એક નાની પરોણી કાપી અને તેને પરોણીએ બાંધીને ધારિયા જેવું બનાવ્યું; તરત જ ખાડ પાસે આવ્યો ને કૂતરાને સાવધ રહેવાનું કહી એણે એ બિલાડીને કાપી નાખવા ધારિયું ખાડામાં ઝીંક્યું, પણ બિલાડીએ કૂદીને ઘા ચૂકવ્યો. વિકરાળ બનેલી બિલાડી ભાન ભૂલી અને તેણે કૂદીને જેરિયાનો હૈડિયો પકડી ટોટો પીસી નાખવા કૂદકો માર્યો. ઝનૂની બનેલી બિલાડીને કૂતરાનીયે બીક લાગી નહિ, પણ જેરિયો ચેતુકાળ હતો. તેણે પોતાની હડપચી છાતી ઉપર દાબી દીધી અને તેથી હૈડિયાને બદલે બિલાડીના પંજા ધારિયા ઉપર ભટકાયાં ને ધારિયું હાથમાંથી છૂટી ગયું. પછી તો બિલાડી અને જેરિયાનું દ્વંદ્વ યુદ્ધ જામ્યું. ડાઘિયો પણ આમથી તેમ કૂદાકૂદ કરી રહ્યો હતો. વિકરાળ બિલાડીના પંજામાં સપડાયેલો જેરિયો પોતાના જીવન અને મૃત્યુ ઉપર ઝોલાં ખાતો બાથંબાથા કરી રહ્યો હતો. કેસરિયાં કરી નીકળેલા લડવૈયા જેવો તે આખે શરીરે લોહીલોહાણ બની રંગાઈ ગયો હતો. છેવટે કૂતરે નહોર

ભરાવી પગ ખેંચ્યો, ત્યાં તો જેરિયે બિલાડીને મારી નાખી. આખે શરીરે ઉઝરડાઈ જવાથી લોહીની છોળો છૂટી



હતી, તેથી જેરિયો બાજુમાં વહેતો ઝરો હતો તેમાં પોતાનું મોં ધોવા ઊતર્યો. સ્વચ્છ પાણીમાં હાથપગ ધોઈ થાક ઉતાર્યો અને નવું કૌવત મેળવી જે જગ્યાએ બિલાડી પોતાના પગની અડફેટે ચઢી હતી તે રસ્તે પાછો વળ્યો. એવામાં

એક નાનકડી ખાડને મથાળે એણે બચોળિયાંનો અવાજ સાંભળ્યો. એની આંખો ચમકી ને એ છાતી ચઢાણુ ઉપર બકરાની પેઠે ચાર પગે ઢોળાવ ચઢી જુએ તો ખાડામાં એણે સુંદર બચોળિયું રમતું બિલાડીએ પોતાના ઝનૂન નીચે બચોળિયાંના માટે લડાઈ કરી પોતાનો જીવ આપ્યો હતો એ દીવા જેવી સ્પષ્ટ એને સમજાઈ અને હવે માતૃત્વની હૂંફ વિના એ બચોળિયું કેમ જીવશે એ વિચારે એ ઊઠ્યો. એ સ્નાયુએ કઠોર અને કઠણ હતો તેટલો જ છૂટતા હૃદયે પોચો હતો. બચોળિયું એટલું તો સુંદ કે એને મૂકીને જવું પણ કોઈને ગમે નહિ. એણે ‍ કાળિયું છોડીને અંદર બચોળિયાંને લપેટ્યું અને તેને પે હાથમાં નાના બાળક પેઠે ઉપાડીને ઘેર લઈ ચાલ્યો.

એની ઝૂંપડી સાંઠીઓની બનાવેલી હતી. લોકો કૂબો કહેતા. પંડે એકલો હતો અને તેથી એને દુનિ ઉપાધિ બહુ ઓછી જ હતી. ટોચાપણમાંથી જે મળ વડે એ ગુજરાન ચલાવી લઈ, સ્વચ્છ હવાની ગોદમાં પાણી પી, પોતાના તંદુરસ્ત શરીરને લોખંડી બન એનો ડાઘિયો કૂતરો એના સ્નેહનું સ્થાન હતો: એની અ કીકી હતો; પણ આ બિલાડીનાં બચ્ચાંને લાવ્યા પછી સ્નેહનું વલણ બદલાયું હતું. ડાઘિયા તરફની અમીદૃ બચોળિયાં ઉપર ઠરતી. તે હવે જેરિયાના કૂબામાં ર ફરતું, ચીંથરેહાલ ફેંદાઈ ગયેલા ગોદડામાં આળોટતું થોડા પડેલા ઘાસમાં ખૂણે સૂઈ રહેતું. રાની બિલાડી સાથે હળે નહિ અને તેમાંય આ તો મા વગરનું બચો

બે દિવસ સુધી તો એ અણોસરું થઈને રાડેરાડો પાડ્યે જતું, પણ પછી તો જેરિયાના કેળવાયેલા હાથ એના શરીર ઉપર ફરતા ત્યારે એ ગેલમાં આવી કૂદતું. જેરિયો એની માતાને સ્થાને બિરાજ્યો હતો. જેરિયો ગોદડાના પડ જેવા જાડા રોટલા કરતો; એના કટકા ધીમે ધીમે છાશમાં પલાળીને બચોળિયાંને ખવડાવતો. આમ ધીમે ધીમે તે હળી ગયું અને વહાલસોયું બની જેરિયાનો ખોળો ખૂંદવા લાગ્યું. તેણે રૂના પોલ જેવા બચોળિયાંનું નામ ભૂરિયો પાડ્યું.

થોડા મહિનામાં તો ભૂરિયો બીજાં બિલાડાંઓ કરતાં મોટો દેખાવા લાગ્યો. એણે બાળપણ તજ્યું અને યુવાનીના જોમ કેળવ્યાં. રાત્રે જેરિયો ટેકરીઓ ઉપર લટાર મારવા ઊપડતો ત્યારે ડાઘિયો અને ભૂરિયો એની સાથે સાથે જ એના અંગરક્ષક તરીકે પાછળ પાછળ ચાલતા જતા; પણ ભૂરિયો લાડઘેલો બની કોઈ કોઈ વખત જેરિયાના પગમાં આંટીએ આવતો.

ડાઘિયા કરતાં ભૂરિયો રાતને વખતે આંખે તેજ હતો. બિલાડીની પેઠે રાત્રે એ કૂતરા કરતાં વધારે દૂર અને ચોખ્ખું જોઈ શકતો અને તેથી જેરિયાને મન, રાતને વખતે, ડાઘિયા કરતાં ભૂરિયો વધારે ઉપયોગી હતો. ભૂરિયાને રાત્રે રખડવું બહુ ગમતું, એટલે જેરિયાનો વિચાર એ સમજી જતો અને ઝપાટાપૂર આગળ વધતો જતો.

એક દિવસ સાંજે જેરિયો વાડીમાંથી રીંગણું લઈ આવ્યો. તેણે શેકીને તેનું ભડથું કર્યું. અંદર મૂઠી ભરીને મસાલો નાખ્યો અને સવારના બનાવેલા બે રોટલા કૂબામાં છીંકે રાખી મૂકયા હતા તે લઈ આવીને, કૂબાની પછવાડે

પથરા ઉપર તે હંમેશાં રાંધતો ત્યાં ખાવા બેઠો. 
ડાઘિયો અને ભૂરિયો બહાર ઊપડી ગયા. જેરીએ 
લૂગડાં પહેર્યાં, ખભે ચોફાળ નાખ્યો, લાકડી લ
ફૂદડીઓવાળા જોડા પહેરીને કૂબામાંથી બહાર ન
હંમેશાં ડાઘિયો અને ભૂરિયો આવીને વધેલા રોટલા
કૂદાકૂદ કરતા, પણ આજે કયાં ગયા હશે એમ
કરતો જેરિયો કૂબાની બહાર હાથમાં રોટલા
ચોતરફ જોતો ચિંતાતુર બનીને ઊભો રહ્યો, પણ
એકે દેખાયા નહિ.

અંધારું ધીમે ધીમે વધતું જતું હતું અને 
સીમમાં આંટો મારવા જવાની ઉતાવળ હતી; એટ
રોટલા પથરા નીચે કૂબામાં ઢાંકયા અને આખી જિ
આજ પહેલવહેલો એકલો સીમમાં આંટો દેવા ઊપ

પરોઢમાં એ વહેલો ઘેર આવ્યો, પણ હજુયે
એકે નજરે પડ્યા નહિ. એને અનેક અમંગળ શં
ભણકારા વાગવા લાગ્યા. આખી રાતના ઉજાગરાને
સવારમાં તો એણે ખાધું ન ખાધું ને ગોદડામાં 
થઈને પડ્યો. છેક સાંજના નમતા પહોરે એ
ગામમાંથી બશેર લોટ અને દોણીમાં છાશ લઈ
અને ચણચણતા હૃદયે રોટલા ટીપી નાખીને તે ખા
તેવામાં પાછળથી કોઈ તેના કેડિયાની ચાળ ખેંચ
તેમ એને લાગ્યું. પાછું વળીને જુએ તો ત્યાં
ઊભેલો. એને પગે બટકાં ભરેલાં હોય તેમ દેખાયું. 
શરીરે ઉઝરડાઈ ગયો હતો અને કેટલેક ઠેકાણે
હોવાથી લોહી નીકળતું હતું. જેરિયાને કંપારી છૂટી

ધીરેથી ભૂરિયાને બટકું રોટલો નાખ્યો ને પોતે ખાતો જાય અને એને બટકું બટકું નીરતો જાય, એમ બન્નેએ સાથે બેસીને આજે ખાધું. ભૂરિયા તરફના વધતા જતા પક્ષપાત અને સ્નેહને લીધે ડાઘિયો એને યાદ ન આવ્યો. ડાઘિયો બેચાર દિવસ સુધી દેખાયો નહિ એટલે જેરિયે જાણ્યું કે ભૂરિયે પોતાની માનું વેર વાળીને ડાઘિયાને વિદાય કર્યો લાગે છે; પણ ભૂરિયો ડાઘિયાની ગરજ સારે એમ હોવાથી જેરિયાને કાંઈ ઓછું આવ્યું નહિ.

સાંજે હંમેશ મુજબ જેરિયો અને ભૂરિયો ઊપડ્યા, પણ જેરિયાના હૃદયમાં આજે કોઈ અકથ્ય આનંદ હતો. તે એની નાતમાં જતો હતો. સીમમાં આંટો મારીને વધતી જતી રાતના અંધારામાં એક ટેકરી ઉપર થઈને ઊંડી ખીણમાં જેરિયાની પાછળ પાછળ ભૂરિયો ઊતર્યો. નીચે કેટલાક માણસો ટોળાં વળીને ઊભા હતા અને કેટલાક માતાની દેરીની આસપાસ સિંદૂરના થાપા વગેરે કરીને બકરાંનો ભોગ આપવાની તૈયારીમાં હતા. જેરીઓ જરા મોડા હતો. માતાને ભોગ દેવાયો ને પછી પ્રસાદી વહેંચાઈ. પછી દારૂના બાટલા ઊડ્યા અને સહુએ ઢીંચ્યા. જેરિયે પણ હદ ઉપરાંત દારૂ પીધો ને પછી જંગલી દશ્યોમાં બીભત્સ વાતાવરણ જામ્યું. આખી રાત આમ આનંદ કરીને જેરિયો લથડતે પગે મહામુસીબતે સવારમાં ઘેર પહોંચ્યો અને આખી રાતના ઉજાગરા તથા હદ ઉપરાંત દારૂ ઢીંચવાને લીધે લાંબો થઈને પડ્યો. લૂગડાં કાઢવાનું પણ ભાન એને રહ્યું ન હતું. કૂબાનું બારણું વાસ્યું હતું, એટલે એને કોઈ ઉઠાડે એમ પણ ન હતું. ખાસી મજાની

એણે બાર કલાકની ઊંઘ કાઢી.

ભૂરિયો બહાર રખડ્યો, પણ આજે એને ખાવાનું મળતું ન હતું. જેરિયો રોટલા કરે ત્યારે ખાવા મળે ને! જેરિયો તો મીઠી નીંદમાં આળોટતો હતો ને બારણું બંધ હતું. છેવટે એ સીમમાં આંટો મારી આવ્યો, પણ બારણું ઊઘડ્યું ન હતું. અંતે તેણે કૂબામાં બાંકું પાડ્યું અને અંદર પેઠો. જેરિયો ભરઊંઘમાં પડ્યો હતો, એટલે એને જગાડવા એના ગાલ ઉપર ઘણાં ઝીણાં નખોરિયાં ભરાવ્યાં, પણ દારૂના નશામાં પડેલા જેરિયાની ઊંઘ ઊડી નહિ. છેવટે સંધ્યા વખતે જેરિયે આળસ મરડીને આંખો ઉઘાડી ત્યારે થોડે છેટે ભૂરિયો બેઠો હતો. તેણે એકદમ હર્ષમાં આવી જઈ પગ પછાડ્યા અને ઝીણી ઝીણી ઘોઘરી બૂમ પાડી. જેરિયે ઊઠીને બારણું ઉઘાડ્યું, ત્યાં તો ભૂરિયો છાણાં અને લાકડાં વચ્ચે આણીને સંતાડેલો શિકાર ઢસડીને આગળ લાવ્યો. જેરિયો ચમક્યો. ભૂરિયો આખો દિવસ ભૂખ્યો રહ્યો? એણે તરત જ ભૂરિયાને એ શિકારમાંથી થોડું ખાવા આપ્યું અને પોતે ખાઈ લીધું, પણ એક કોયડો એને ગૂંગળાવવા માંડ્યો કે ભૂરિયો પોતાની ક્ષુધાતૃપ્તિ માટે શિકાર કરી લાવ્યો હતો કે પોતે માંદો પડ્યો છે એમ સમજીને પોતાને માટે શિકાર તે ઉઠાવી લાવ્યો હતો? પોતે દારૂના નશામાં હતો એટલે વધુ વિચાર કર્યા વગર ક્ષુધાતૃપ્તિ કરીને પોતાના હંમેશના રિવાજ મુજબ ભૂરિયાને લઈને તે સીમમાં ઉપડ્યો.

જેરિયાને લાગ્યું કે ભૂરિયા માટે કંઈક ગોઠવણ કરવી જોઈએ. એટલે એણે કૂબાની અંદર ભૂરિયો પસાર થઈ

શકે એવું એક બાંકુ પાડ્યું અને ત્યાર પછી તો હમેશાં જેરિયો ઊંઘતો ત્યારે ભૂરિયો રખડવા નીકળતો અને એકાદ શિકાર ઉપાડી લાવતો. આમ જેરિયાને મન ભૂરિયો અડધો પોષક થઈ પડ્યો હતો.

વારતહેવારે જેરિયો ગામમાં જતો ત્યારે પાણીકોરાનું કસોવાળું નવું કેડિયું પહેરતો, માથે મધરાશિયું બાંધતો, ચોરણાની નાડીને ફૂમતાં રિંગાડતો ને એની ચલમ તથા બજર અને ચકમક સાથે લોઢાનો કટકો તેમ જ રૂની વાટ વીંટાળી બધું ચામડાની થેલી જેવા પદડિયામાં નાખી ખભે લટકાવતો. હાથમાં લાકડી અને ભેટમાં છરી એ તો એનાં પ્રિય હથિયાર પાસે હોય જ. આમ કેટલાક છેલબટાઉ જુવાનિયા પોતાની પાછળ બૈરાંઓ જોઈ રહેશે એમ ધારી વરણાગિયા બનીને નીકળે છે, એવી રીતે જેરિયો પણ બનીઠનીને નીકળતો. ભૂરિયો પણ આ વખતે સાથે હોય. તે તેના પગમાં લપાતો છુપાતો ચિત્તા જેવી તેની આંખોથી ડારતો, આગળ વધતો. રસ્તામાં કોઈ કોઈ વખત ભૂરિયો ઊભો રહી જતો, ધ્યાન દઈને સાંભળતો અને પછી આડફેટ રસ્તે ઊપડતો. આમ કોઈ કોઈ વખત એને અદૃશ્ય થઈ જવાનું કારણ બીજા માણસોની હાજરીનું હતું. બીજા અજાણ્યા માણસોની હાજરી એને બહુ ગમતી નહિ.

જેરિયો રસ્તામાં આવતા કૂબાઓમાં જઈને ચલમ પીતો પીતો આગળ વધતો અને આવી રીતે તેઓ એક-બીજાનો સંઘાત શોધતા શોધતા શહેરમાં જઈ આવતા અને પાછા આવતી વખતે જે જગ્યાએ ભૂરિયો જુદો પડ્યો હોય ત્યાં કે તેટલામાં થોડે દૂર, કલાક બે કલાક કે છ

કલાક જાય તોપણ તે લગભગ એટલામાં જ આવી :
અને એ ફુરસદના વખતમાં કોઈ ભભકાદાર રંગની
હરણ કે સસલું તે ઉપાડી લાવ્યો હોય. આમ એક
મળતા સ્વભાવના બંને શિકારીઓને બહુ જ ફાવી ગ

જેરિયાને લાગ્યું કે ભૂરિયાને માણસની સૂગ
જોઈએ અને તે એની દૃષ્ટિએ જરાય અશક્ય વાત
આ ઉપરાંત એના બળની પણ એણે પરીક્ષા કરી
ભૂરિયો એમાં પણ ફતેહમંદ નીવડયો. આમ જેરિયો
સાથે આનંદમાં પડવાથી સીમમાં એની બેદરકારી
ગઈ; જો કે જેરિયાના નામમાત્રથી ફેં ફાટતી અને કોઈ
હદમાં ચોરી કરી શકતું નહિ, પણ હમણાં હમણાં જે
આળસનો લાભ લઈને ચોરીઓ થવા લાગી હતી,
પશુઓએ રંજાડ આદર્યો હતો અને પાકને નુકસાન
હતું. આથી ગામમાં રાડ પડવા લાગી અને જેરિયાને
પણ બંધ થવાની ધમકી પણ મળી.

જેરિયો સાવચેત બન્યો અને ચોર પકડવાન
તાલાવેલી લાગી. અંધારી રાતમાં એ આવીને માથે
લીલાછમ જેવા ઊભેલા ચાસટિયામાં છુપાઈને સૂતો
થોડે દૂર ભૂરિયો કાન માંડીને અધૂકડો થઈને બેઠો
જંપ્યું અને રાત ઠરી, એવામાં સંચળ થયો. કોઈ
હોય એવો ધીમો ખખડાટ થયો. એ એક હરણ હ
જ ઝપાટે ભૂરિયો ત્યાં પહોંચ્યો. એણે હરણ ઉપર એ
હલ્લો કરી, તેનો હૈડિયો પીસી નાખ્યો અને તેને
કૂબા તરફ ઊપડ્યો. જેરિયો પણ ચોરી પકડવાના અ
ભાન ભૂલ્યો. પોતાની દેશી જામગરીવાળી બંદૂ

નાખી ટેકરીઓ ઉપર ફરવા ઊપડયો અને થોડે દૂર પાણીના એક ખાબોચિયા પાસે તેણે સાબરને જોયું. એની દાઢ ડળકી અને તેણે બંદૂકની જામગરી ચાંપી. ભડાકો થયો અને સાબર નીચે ઢળી પડયું. જેરિયાનો હાથ ઠર્યો; એટલે એણે જાણ્યું કે શિકાર પડયો.

જેરિયાનો હાથ બહુ ચપળ હતો. એનો ઘા ભાગ્યે જ ખાલી જતો અને આવા તો એણે ઘણા શિકાર કર્યા હતા;



એટલે એને વધુ ચોકસાઈ કરવાની જરૂર ન હતી; પણ આજે તો જેરિયાનું મૃત્યુ એ જગ્યા પોકારતી હતી. જેરિયો નીચે ઊતરી આવ્યો, એટલામાં સાગરે ઊઠીને અસાવધ જેરિયાની ઉપર શીંગડા વડે હલ્લો કર્યો ને એની ચામડી ચીરી નાખી. જેરિયે ઘણો પ્રયત્ન કર્યો, પણ આ બળવાન સાગર આગળ એનું જોર ચાલ્યું નહિ. બહુ જ મારને લીધે એનાં હાડકાં ભાંગી ગયાં ને સાગર પાછલે પગે ખોડંગાતું ખોડંગાતું નાઠું; એના પડછંદા વાતાવરણમાં ગાજી રહ્યા.

*

ડાઘિયો ને ભૂરિયો ફરવા ગયા હતા તે વખતે અસાવધ ડાઘિયાને એક કૂવાને કાંઠે ભૂરિયા સાથે ઝપાઝપી થતાં કૂવામાં ધકેલી દીધેલો, તે ભાગ્યબળે કેટલાય દિવસ પછી જીવતો બહાર નીકળ્યો ને માલિકની પાસે રાવ કરવા કૂબે આવ્યો; પણ જેરિયાને ન જોતાં તે સીમમાં ઊપડ્યો. વહેલા પરોઢમાં એક ટેકરી નીચે ખાડામાં એણે જેરિયાને ઊંધમુખ પડેલો જોયો. એ પાસે આવીને જુએ તો જેરિયો પડ્યો પડ્યો ટાંગા ઢસડતો હતો ને દુઃખથી કણસતો હતો. આથી ડાઘિયો પોતાના સુકાઈ ગયેલા દેહની દરકાર મૂકી, તેની ચોકી કરવા રાતદિવસ ત્યાં રહેવા લાગ્યો.

ભૂરિયે કૂબે જઈ જેરિયાની રાહ જોઈ, પણ તે ન આવવાથી પોતાની ક્ષુધાતૃપ્તિ કરી સીમમાં નીકળ્યો. દૂરથી ડાઘિયા અને જેરિયાને લાંબા થઈને પડેલાં જોઈ તે પોતાનું ભાગ્ય અજમાવવા બીજે રસ્તે ઊપડી ગયો ને તે સ્થળને તેણે જિંદગીભરના નમસ્કાર કર્યા.

અનહદ મારને લીધે જેરિયાને કોઠે લોહી પડ્યું હતું,

તેથી તેની બચવાની આશા બહુ ઓછી હતી, એટલે બે દિવસમાં તો જેરિયો આખી સીમનું ટોયાપણ ડાઘિયાને સોંપી અકાળે આ સંસારમાંથી વિદાય થયો.

એના શબને કોઈ પ્રાણી નુકસાન ન કરે એ બીકે ડાઘિયો ત્યાંથી ખસ્યો નહિ. ભૂખ્યો ને ભૂખ્યો તે ત્યાં પડી રહ્યો. તેને અકથ્ય દુઃખ થતું હતું, પણ અબોલ પ્રાણી પોતાનું દુઃખ કોને કહે? છેવટે એક દિવસ એકાએક વાવાઝોડું થયું. ઉપરનું ઝાડ કડાકા મારવા લાગ્યું, એટલે શબને એક બાજુ મૂકવા તેણે ઉપર ખેંચવા માંડયું; એટલામાં એક જબરજસ્ત કડાકો થયો ને આખું ઝાડ ઢળી પડયું. સાથોસાથ ઉપરથી ખોપ પણ તૂટી પડી. જેરિયાના શબને ઉપર ખેંચી જતો ડાઘિયો ઝાડનું કફન ઓઢી જેરિયાની ચાકરી કરવા તેની પાછળ સંચર્યો!

પૂર્વજન્મના સંસ્કારે એકઠાંમળેલાં જેરિયો, ડાઘિયો અને ભૂરિયો લેણદેણ પૂરી થતાં પોતપોતાને માર્ગે ઊપડી ગયાં!



# ગલબો

**ગલબો** તો મારો જમણો હાથ છે. પોતાનું કામ કોઈનીયે મદદ વગર પૂરું કરવામાં એ પોતાના બચપણથી મોજ માણી રહ્યો છે. જિંદગીની બીજી બાજુ માણવાનો વિચાર તો એને કદી ઉદ્‌ભવ્યો જ નથી, કારણકે પોતાનું બચપણ પણ એ પૂરું અનુભવી શક્યો નથી. જુવાનીમાં આવતાં પહેલાં તો એ પોતાના કાર્યમાં ટેવાઈ જઈ, આજ્ઞાંકિત બની રહ્યો હતો; કારણકે એના પૂર્વજો અમારે ત્યાં જ ઊછર્યા હોવાથી એ સંસ્કારો એનામાં જન્મથી જ આવ્યા હતા અને તેથી અમારું હૃદય વાંચવાની શક્તિ એણે કેળવી હોય એમ અમારો હુકમ થયા પહેલાં તો એ પોતાના કાર્ય ઉપર પહોંચી પણ ગયો હોય.

ગલબો ખાસ કરીને બહુ શરમાળ પ્રકૃતિનો હતો અને જ્યારે હું તેને મારી સાથે સીમમાં લઈ જતો ત્યારે પોતાની જિંદગીનાં સ્વપ્નાં અનુભવતો હોય અને ગૂંચવણો ઉકેલતો હોય એમ ઘણું ખરું તો એ હું બેસતો ત્યારે મારા પગ વચ્ચે માથું ઘાલીને જ પડ્યો રહેતો અને જાણે પોતે ખૂબ જ ગંભીર વિચારોમાં ગરકાવ થઈ ગયો હોય એમ પોતાના નખો મારા પગમાં ઘોંચતો કે એને ગળે બાંધેલો પટો હલાવતો.

જો કે ગામમાં તો બધા એને અક્કલ વગરનો ગણતા, પણ પોતાની દૃષ્ટિએ તે, ડાહ્યા માણસ કરતાં પણ પોતાને વધારે બુદ્ધિશાળી લેખતો અને જ્યારે હું પાછો ઘર તરફ આવવા ઊઠતો ત્યારે પટો ખેંચાવાથી એ ઝબકી ઊઠતો; તરત જ એની આંખમાં વફાદારીનું તેજ ચમકતું અને ગંજીપાનો રમનાર પત્તાં ચીપતાં ચીપતાં અમુક પાનું જલદી શોધી કાઢે છે એમ મારો વિચાર એ ઝપાટામાં સમજી જતો.

ખેતરો અને ઢોરઢાંખરના વાડાની ચોકી કરવી એ સહેલી વાત નથી. ઊંચી ઊંચી પર્વતોની હારોની ગોદમાં આવેલા પહોળા મેદાનમાં અમારો નિવાસ હતો અને તેથી ગલબાને અમારા વાડાઓની ખૂબ જ સાવચેતીથી ચોકી કરવી પડતી હતી. તેને ખૂબ જ વિસ્તારમાં રાતભર બેચાર વખત લટાર લેવી પડતી અને એ લાંબી રખડપટ્ટીથી એને થતું દુઃખ હું સમજતો. ઘણીયે વખત એ થાકી જઈને લોથપોથ બની પોતાની ભૂરી આંખોમાં ભરાયેલી ઊંઘ અને આખા શરીરે લાંબા લાંબા કેશવાળી જેવા વાળના ઝુમખામાં એ થાકને સંતાડતો આવીને માણસની પેઠે ભરઊંઘમાં પડતો. એના પગનાં તળિયાં તળવાઈ ગયાં હોય છતાંય એ સવારમાં પાછો ઊઠીને વગર આનાકાનીએ કામે ચડતો અને હંમેશના જેટલો પાછો આનંદી દેખાતો. ત્યારે મને લાગતું કે ઈશ્વરે આરામને માટે ઊંઘ બનાવી ન હોત તો?

ગલબો પોતાનું જીવન એકલવાયું ગુજારતો નહોતો. તેણે પણ પોતાની જીવનસહચરી શોધી હતી. અમારી પાડોશમાં મારો મિત્ર દેવજી રહેતો હતો. એણે પોતાના

ઢોરઢાંખરની સંભાળ લેવા એક બાવળી કૂતરી પાળી હતી. એ બાવળી અને ગલબો એ યુગલ હતું. મારી અને દેવજીની હદ પાસે હોવાથી એ બન્નેએ સરહદ ઉપરનું ચોકીનું કામ વહેંચી લીધું હતું અને આમ તેઓ એક-બીજાની ખૂબ જ નજીકમાં આવ્યાં હતાં. એ મિત્રતાના રૂપમાંથી તેઓનું યુગલ બન્યું હતું.

સાંજના વખતે આ કૂતરાઓને મુખ્યત્વે કરીને બહુ જ ઓછું ખવડાવવામાં આવતું; કારણકે ખૂબ ખાવાથી કદાચ ઊંઘને ઝોકે ચડે ને ચોકી કરતાં મુશ્કેલી નડે એ ભીતિ અમને લાગતી. થોડી ખીચડી ને બટકું રોટલો એ એમનો હંમેશનો સાંજનો ખોરાક હતો, પણ મને લાગતું કે આખી રાતની રખડપટ્ટી માટે એટલો ખોરાક પૂરતો ન હતો, છતાંય વધારે આપતાં જીવ ચાલતો નહિ; પણ ગલબો કંઈ ઓછો જ ભૂખ વેઠે એવો હતો ? એ તો મને કે કમને પણ પોતાનો ખોરાક શોધવા ઊપડી જતો અને બાવળી પણ એનાં પગલાંને સગડે પાછળ ઊપડતી. દિવસે એમને ખબર પડતી કે અમુક જગ્યાએ ભરવાડનું કોઈ ઘેટું મરી ગયેલું છે, તો જેને પહેલી ખબર પડતી તે પહેલું પહોંચવા પ્રયત્ન કરતું; પણ ત્યાં જઈ ને જુએ તો અનેક કૂતરાઓ વીંટળાઈ વળ્યા હોય અને એક મુડદાં ઉપર અનેક વરુઓ વળગવાથી ખેંચા-ખેંચ ને તાણાતાણી થાય એમ એ કૂતરાઓમાંથી પણ કેટલાકને તો ભૂખ્યા પાછા આવવું પડતું; મહેનત નિષ્ફળ જતી ને ફાયદામાં થાક લાગતો. આવું કેટલીયે વાર બનતું, છતાંય ગલબો કે બાવળી ધીરજ રાખી શકતાં નહિ. તેઓ આખી સીમ અને ત્યાંના રહેવાસીઓના એટલાં બધાં

જાણીતાં થઈ ગયાં હતાં કે રજેરજની માહીતિ તેમને હતી. આમ તેઓ જંગલમાં પોતાની ક્ષુધાને તૃપ્ત કરવા પ્રયત્ન કરતાં, પણ કદીયે ઘરમાંથી ચોરીને કે ઝડપ મારીને લેવાની દાનત એમને થતી નહિ, એટલાં તો તેઓ એકનિષ્ટ અને આજ્ઞાંકિત હતાં.

દિવાળીના દિવસો વીત્યા હતા. કડકડતી ઠંડીના ચમકારા પડતા હતા. શિયાળાના આગમનની નિશાનીઓ સ્પષ્ટ થતી જતી હતી. એક વખત હું બેઠો બેઠો સૂર્યના તડકે ટાઢ ઉડાડતો ઓટલે બેસીને દાતણ કરતો હતો: એવામાં અચાનક દેવજીને આવતો જોયો. એનો ચહેરો ચિંતાતુર દેખાતો હતો અને એ હાંફ્લોફાંફ્લો બનેલો ઘેલા જેવો લાગતો હતો. એણે દૂરથી મને જોયો ને હડી કાઢીને મારી પાસે આવી ' ગજબ થઈ ગયો ! ' કહી બેસી ગયો.

હું ભડક્યો: ' છે શું ? '

' મારી ગાવડી ખોવાઈ ગઈ. '

' ખોવાઈ ગઈ ? '

' હા, ખોવાણી. છેલ્લા ત્રણ દિવસથી એ ઘેર નથી આવી, પણ આ વાત આટલેથી અટકતી હોત તો સારું. '

' કાં ? વળી શું છે ? '

' ગઈ રાત્રે એ પાછી આવી લાગે છે અને બારી ઉઘાડી રહી ગઈ હતી, તેમાં થઈને એ ઘરમાં આવીને કોઠા ઉપર ગોળની ભેલી પડી હતી, તે ઉપાડી ગઈ છે, આપણાં કૂતરાં આવું શીખે એ ઠીક નહિ. ' રડતે હૃદયે એ બોલ્યો.

મારી આંખો ચમકી.

'મેં મારી જિંદગીમાં એને કદીયે બટકું રોટલો ઉપાડી જતાં જાણી નથી. સામે થાળીમાં ખીચડી પડી હોય છતાંયે હું કહું નહિ ત્યાંસુધી તો એને એ અડતી પણ નહિ.'

હું તો વિચારમાં ડૂબી ગયો, પણ પાછું મને તરત જ યાદ આવવાથી મેં પૂછ્યું: 'એને વિયાજણ ક્યારે આવવાનું હતું?'

'તૈયારી હતી.'

'બસ ત્યારે, તે માતા તરીકેની ફરજો બજાવવામાં ચપળ બની લાગે છે. આવું વારંવાર બનતું નથી, પણ મેં અગાઉ કાંઈક એ વિષે સાંભળ્યું છે અને હું જાણી શકું છું એટલા પૂરતું કહું છું કે બાવળીએ પોતાનાં કુરકુરિયાં ક્યાંક સંતાડ્યાં હશે અને ત્યાંસુધી પોતે તંદુરસ્ત અને મજબૂત નહિ બને ત્યાંસુધી ઘરે આવવાનો ઇરાદો નહિ કરે.'

મારા શબ્દોથી એના મગજમાં પણ એ વાતની પ્રેરણા થઈ, છતાંય દેવજી અને બાવળી વચ્ચે એવો સરસ અને દિલાસાજનક સંબંધ હતો કે આવી વાતો માનવાની એની છાતી ચાલી નહિ. બાવળી વિયાશે અને તેનાં સુંદર કુરકુરિયાં રમાડવાની મજા આવશે, એ વિચારે બાવળી માટે સુંદર બખોલ ગળાવીને અંદર શણિયાના ગાભા નંખાવી સરસ બનાવી હતી, છતાંય બાવળીને અણવિશ્વાસ લાવી આમ ચાલ્યા જવાનું કેમ સૂઝયું એ કોયડો અણઉકલ્યો જ રહ્યો અને રાત્રે ચોરની પેઠે આવી ગોળની ભેલી કેમ ચોરી ગઈ એ વિચારે એને ગૂંગળાવી નાખ્યો.

મેં તો ઊંધું વાળીને બોલ્યા જ કર્યું: 'ગમે તેમ તોય

મેણે જંગલનાં જીવન માણ્યાં છે, એણે પોતાની અડધી જિંદગી સીમમાં ગાળી છે, ને ઘણી ખરી કૂતરીઓ તો પહેલે વેતરે જંગલી વરુ જેવી બની જાય છે, કુરકુરિયાં-પાસે કોઈને આવવા દેતી નથી. બીજે વેતરે એ કાંઈ જ બોલતી નથી. આ પહેલવહેલું હોવાથી નાનાં બચ્ચાંઓ જોઈને એનું મગજ ફરી ગયું હશે તેથી એણે આમ કર્યું હશે, પણ જ્યારે એ ઘેર પાછી આવશે ત્યારે તો એની આંખો અને ચહેરા ઉપર શરમ અને ગ્લાનિની છાપ સ્પષ્ટ દેખાતી હશે.'

હું દેવજી કરતાં ઉંમરે મોટો છું અને તેથી સ્ત્રીઓ સંબંધી મારા જ્ઞાનમાં એણે વિશ્વાસ રાખ્યો. આખરે મને પૂછ્યું: 'કુરકુરિયાં ક્યાં હશે? મારે તે જોઈએ છે. તેમનાં માબાપ જેવાં તે સુંદર થવાનાં?' અને તેણે મારી પાસે મારા પગ વચ્ચે માથું ઘાલતા ગલબા તરફ દૃષ્ટિ કરી. ગલબો જાણે એકેએક શબ્દને ચીવટથી સાંભળતો હોય અને બધા શબ્દો એણે પોતાના પેટમાં ઉતાર્યા હોય એમ એ ગંભીર બનીને બધું સાંભળ્યા કરતો હતો.

'કુરકુરિયાં જીવશે? જીવતાં રહ્યાં હશે?' દેવજીની અધીરાઈએ હદ વાળી.

'કદાચ જીવતાં હશે, પણ જો હું તમારી જગ્યાએ હોઉં તો તો આટલી બધી અધીરાઈ ન બતાવું. દરરોજ બાવળી આવે ત્યારે બારી ઉઘાડી રાખજો અને થાળીમાં જરા તેલનો શીરો બનાવી મૂકજો. એમ કરતાં જો એ શીરો ખાતાં ખાતાં હળે તો એને ધીમેથી થાબડજો. પછી તો એને બધું અતડાપણું વિસરાઈ જશે અને જ્યાં કુરકુરિયાં પડ્યાં હશે

કે સંતાડયાં હશે ત્યાં તમને સીધી લઈ જશે અને જ્યારે એને પૂરેપૂરો વિશ્વાસ બેસશે ત્યારે એ વગર આનાકાનીએ રાજી થઈને બધાં કુરકુરિયાં ઘરે ઉપાડી લાવશે.

હું જાણે કૂતરાં વિશે ખૂબ જ જાણતો હોઉં એમ માની દેવજી સંતોષ પામીને ઘેર ગયો.

ગલબામાં જો બોલવાની શક્તિ હોત તો તો એણે બધી બાબત ચોખ્ખી કરી નાખી હોત, છતાંય કદાચ પરમેશ્વરે એને એ શક્તિ આપી હોત તોપણ મનુષ્ય-મિત્રોને એણે એ વાત કહી હોત કે કેમ, એની મને ખૂબ જ શંકા છે; કારણકે આ તો તેમના જંગલી જીવનનું એક સ્ત્રી પૂરતું એક બાજુનું પ્રકરણ છે તેટલા અને માટે જ એ ખૂબ ગુપ્ત રાખવા જેવું છે.

તેમની નસોમાં હજીયે જૂનું ખમીર ગુપ્તપણે વહી રહ્યું છે. માણસોને ચાહનારા અને માણસોમાં કેળવાયેલા કૂતરાઓમાંથી ચોરી કરીને ખાવા કરતાં ભૂખે મરી જવું બહેતર માનનારા કૂતરાઓથી આ જુદી જાતના હતા. કૂતરાઓમાં આવી બે જાત હોય છે. કેટલાક આશ્રય પામીને ને કેટલાક જ્યાં ત્યાં પડી રહીને જિંદગી ગુજારે છે; છતાંય જંગલી વરુઓ ખરેખર કદીયે ઉત્તેજન આપવા લાયક હોતાં નથી. પોતાની ગુપ્ત વાત નહિ કહેવાનું સૂચવનાર જંગલી ઓલાદનો આ કૂતરો હતો અને તેથી ગલબાની સેંકડો પેઢીઓનો ઉતાર વરુની ઓલાદમાંથી હોવાથી પોતાની ગુપ્ત વાત એ કહી શકે એમ નહોતો.

મારી શિખામણ દેવજીને ગળે ઊતરી ગઈ હતી. તેણે બારી ઉઘાડી મૂકી અને શીરાની થાળી ભરીને તેની હંમેશની જગ્યાએ મૂકી દીધી. તે કદીયે ભરઊંઘમાં પડતો નહિ કે ઘસઘસાટ ઊંઘતો નહિ. તેથી જ્યાંસુધી પોતાનાથી બની શક્યું ત્યાંસુધી તો એ સૂતો જ નહિ, પણ આખી રાતમાં એકે વખત બાવળીનાં દર્શન થયાં નહિ અને ઉષઃકાલના પનોતાં પગલાં થયે જોયું તો થાળી એમની એમ ભરચક પડી રહી હતી. દેવજીએ ઊઠીને કપડાં પહેરવાં માંડયાં અને બારીમાં જોયું તો કૂતરાના પગની નિશાનીઓ કચરાવાળા ઉંબરા ઉપર હતી અને ભાખરીઓનો ખડકલો કોઠારિયામાં પડ્યો હતો. વળી કોઠારિયાનું બારણું ઉઘાડું હતું અને ત્યાં પણ કચરાઓના ડબકા પડ્યા હતા.

દેવજી તો ગુસ્સામાં લાલચોળ બની રહ્યો હતો. ત્યારે શું બાવળી ખરેખર ચોર બની હતી? જ્યારે સારું સારું ખાવાનું મળતું ત્યારે પોતાનો ખોરાક પણ પૂરો ખાતી નહિ ને આજે શીરો મૂક્યો છતાંય ભાખરીઓ કેમ ઉપાડી ગઇ હશે? શું ચોરીનો માલ વધારે મીઠો હશે? છતાંય દેવજી ભરમાયો હતો અને તેથી તેને ઓછું દુઃખ થયું ન હતું. ત્યાં સાબિતીઓ ચોક્કસ અને તે ભરમાય તેવી હતી, છતાંય આ કામ તેની કૂતરીનું હશે એમ તે માની શક્યો નહિ.

દેવજીએ આ વાત મને નહિ કહેવાનો ચોક્કસ ઠરાવ કર્યો હતો. આમ કરવામાં તેને મગરૂરીએ ઉશ્કેર્યો હતો; કારણકે અમારી તરફના માણસો પોતાના કુટુંબ કરતાંય વધારે વફાદારી અને વધારે ગૌરવ પોતાના હૃદયના કટકા-સ્વરૂપ પોતાના કૂતરાઓ તરફ દાખવે છે; પણ દેવજી તો હજુ

અવિવાહિત હતો; એટલે જ્યારે પેલો શીરો પડી રહ્યો ત્યારે પાછળથી વિચાર કરતાં તરત જ તે બાબતનો નિકાલ કરી નાખવાની દેવજીને સ્ફુરણા થઈ. શીરો પડતો મૂકીને ભાખરીઓનો ખડકલો તે ઉપાડી ગઈ, ત્યારે જરૂર તેનો વિચાર આ બધું ચોરીને ભેગું કરી રાખવાનો હશે એમ એણે અટકળ બાંધી.

પણ બાવળીને એવી સુંદર તક આપ્યા છતાંય, એ વાત સ્પષ્ટ હતી કે તેની ઇચ્છા દેવજીની દૃષ્ટિએ પડવાની કે એનું આપેલું લેવાની ન હતી અને તે મુદ્દાનો સવાલ હોવાથી મેં દેવજીના આવવાની રાહે મારો સીમમાં જવાનો વખત તે દિવસે નકામો ગુમાવ્યો.

બીજી રાત્રીએ દેવજીએ નહિ ઊંઘવાનો ઠરાવ કરીને જ્યાં હમેશાં થાળી મૂકવામાં આવતી તે જગ્યાએ માવાની પેંડી મૂકી અને પોતાની પથારીમાં જાગતો બેઠો. ગઈ રાત્રે કૂતરું તદ્દન ગુપચુપ દાખલ થઈ ગયું અને છતાંય તે ગુપચુપ કઈ રીતે નાસી ગયું એ ભેદ ભરેલી વાત હતી. તેથી બિલાડી જેમ ઉંદર ઉપર તાકીને બેસે એમ એને આજ રાત્રે ફાટચે ડોળે બેસવાની જરૂર જણાઈ. તેણે બારણું બંધ કર્યું ને બારી જોડ કરી, કારણકે તેથી બારણું ઊઘડતાં એના આવવાની ખબર પડે, પણ પાછી બીતિ લાગી કે બારી બંધ જોઈને કદાચ તે પાછી જતી રહેશે તો? છેવટે બારી અધખોલી કરીને જાગતા બેસી રહેવાનું નક્કી કર્યું. દીવો તદ્દન ધીમો કરી નાખ્યો અને જરા ખખડાટ થતા દીવાની વાટ સતેજ કરી ધીમેથી ને નરમાશથી એની સંભાળ લેવાનું એણે ધાર્યું.

નિશાદેવી ધીમે ધીમે વિદાય થવા લાગ્યાં. ગગન મંડળે ગૂંથાયેલી તારલિયાની ફૂલચાદર ચીમળાવા લાગી. ઉષાદેવીના આગમન આગે સવિતાનારાયણના સ્વાગત માટે કંકુમના સાથિયા પુરાવા લાગ્યા. તેવામાં દેવજીએ સહેજ ખખડાટ સાંભળ્યો કે તરત જ ઊંઘથી ઘેરાયલી આંખો ચોળતો એ ઊઠ્યો. ખખડાટ એટલો બધો ધીમો હતો કે જો તે ચકોર થઈને બેઠો ન થયો હોત તો એને ખબર જ પડત નહિ. દેવજી ઊઠીને બારીએ આવ્યો. એણે ઘરના પડછાયામાં એક ઓળો જોયો. તરત જ એણે પોતાના હાથમાંનો દીવો ઊંચો કર્યો ને અજવાળું એ ઓળા ઉપર પથરાયું. એક માથું બારી પાસે ઊંચું થઈ રહ્યું હતું. તેની નસોમાં વહેતા વરુની ઓલાદના લોહીના ધબકારા અને જંગલી ઝનૂનના થડકારા સંભળાતા હતા.

દેવજીએ બારી બંધ કરી પણ, તે પહેલાં પોતાના ઘરમાંથી ચોરી કરી જનાર પોતાની બાવળી કૂતરી નથી એમ પોતાના આત્મસંતોષ માટે એણે ધારી ધારીને એ ઓળાને જોઈ લીધો.

સવારમાં તો એ દોડતો મારે ઘેર આવ્યો. ઉંબરામાં ગલબો સવારની ઠંડીમાં ધ્રૂજતો ટૂંટિયું વાળીને પડ્યો હતો, પણ તેની આંખમાં હંમેશના જેવી ચપળતા કે આનંદ ને ખુમારી ન હતાં. બન્નેની આંખો સામસામી મળી કે તરત જ ગલબાએ પોતાની આંખો નીચી ઢાળી દીધી. એના ચહેરા ઉપર ગ્લાનિ તરવરતી હતી અને મોઢા ઉપર શરમના શેરડા પડ્યા હતા. એ દેવજીની આંખોનું તેજ ઝીલી શક્યો નહિ, તેથી એણે નજર ચુકાવીને આડું જોયું.

દેવજી સાથે જેવી રીતે હું વર્તતો એવી જ રીતે ગલબો પણ એની સાથે આનંદથી ગેલ કરતો, પણ આજે આમ કેમ બન્યું? આ ફેરફાર કેમ? દેવજીની શંકાને સબળ પુરાવો મળ્યો હતો અને ગુનેગાર તરફ કરડી નજર કરી નાક ઉપર આંગળી ધરતાં એ આવેશમાં બોલી ઊઠ્યોઃ 'ચોર!' અને તરત જ ગલબો ઊઠ્યો, ચોરની પેઠે પાછું વાળી જોયા વગર લપાતોછુપાતો નાઠો ને સંતાઈ ગયો.

મેં આવીને બારણું ઉઘાડ્યું. દેવજી અંદર આવ્યો. મેં હસતાં હસતાં કુતૂહલથી પૂછ્યુંઃ 'કાંઈ નવીન?'

દેવજી ઊંડાણમાં માર્મિક શબ્દો બોલ્યોઃ 'હા, દરરોજ મારા ઘરમાંથી ચોરી કરી જનાર મારી બાવળી નથી, પણ એ પરાક્રમો તો તમારા ગલબાનાં છે.'

મારા હૈયામાં કમકમાટી આવી ગઈ, શરીર ધ્રૂજી ઊઠ્યું, હૃદય ઉપર અકથ્ય બોજો પડ્યો અને મહામુસીબતે હું બોલી શક્યોઃ 'મારો ગલબો?'

'હા, હા; તમારો ગલબો.' દેવજીએ મશ્કરીમાં ટોણો માર્યો ને મારો ચહેરો ગુસ્સામાં સળગી ઊઠ્યો. હું આવેશમાં આવીને બોલ્યોઃ 'જુઠ્ઠું.' પણ દેવજીના ચહેરા ઉપરની શાન્તિએ મારા ગુસ્સાની ચિનગારીઓને ઠારી નાખી. 'જૂઠું નથી.' દેવજીએ દૃઢતાપૂર્વક કહ્યું. 'ગઈ રાત્રે મેં મારી સગી આંખે એને જોયો છે. માવાની પેશી ઉપાડતાં મેં એને પકડ્યો અને એમ છતાંય જો ખાતરી ન હોય તો બોલાવી જો એને! મારી સાથે જે ગલબો ગેલ કરતો તે આજે આવવાની તો શું પણ મારી સામે જોવાનીયે હામ ભીડી શકતો નથી. ખરેખર, ગુનો રાંક છે. આટલી સાબિતી શું

ઓછી છે ?'

હું તો શરમનો માર્યો ઊંચું જ જોઇ શક્યો નહિ. જો મેં પોતે જ ચોરી કરી હોત તો પણ મારા ચહેરા ઉપર આટલી બધી શરમ અને ફજેતીની છાપ ન દેખાત. માનભંગ થવા જેવી બીજી કોઈ વાત હવે બાકી હતી ?

'દેવજી ! બાહ્ય દૃષ્ટિએ આપણે જોઈએ છીએ તેના કરતાં ભીતરમાં કાંઇક બીજી વસ્તુ હોવી જોઈએ; પણ આપણે તે જોઈ શકતા નથી, એ જ દુર્ભાગ્ય છે. જો હમણાં જ આપણે ચડભડી ઊઠીશું તો લોકો આપણને મૂર્ખા બનાવશે. કહેવત છે કે, માણસો પોતાની સ્ત્રી માટે લડે તેના કરતાં કૂતરા માટે લડે તે વધારે ખરાબ છે અને આવા ઝગડા પાછળથી હૃદયને એવાં વિખૂટાં પાડી દે છે કે ફરીથી સંપસંપીને બેસાતું નથી અને અંધારા ઉલેચવા જેવું કે અવાળે બાચકાં ભરવા જેવી વાત થાય છે, પણ ચાલો, આપણે આની ભીતરે ઊંડા ઊતરીએ. બાવળી ક્યાં છે ?'

'અરે ! એ જ વાંધો છે ને ! જો બાવળીનો પત્તો લાગે તો તો પછી તપાસ કરવા જેવું જ શું બાકી છે ?'

પણ મેં તો એ અણસાંભળ્યું કરીને આંખ આડા કાન કર્યા અને ચલાવ્યે જ રાખ્યું: 'મારો કૂતરો ચોરી કરવા કરતાં ભૂખે મરી જવાનું વધારે પસંદ કરે છે. એના બચપણની જ એક વાત છે. તે કુરકુરિયું મટી જુવાન થતો આવતો હતો, ત્યારે એક વખત રસોડામાં પેસી ગયો હતો ને ભૂલથી બારણું બંધ કરી દીધું હતું. ભાખરીઓ બહાર પડી હતી. આખી રાત એ અંદર રહ્યો છતાં એક બટકુંયે એણે ખાધું નહોતું ને ભૂખ્યો ને ભૂખ્યો સવાર

સુધી ઉંબરામાં પડ્યો રહ્યો હતો. આવા ટેકીલા કૂતરાને એકદમ ચોરી કરવાનું સૂઝે જ કેમ?' મેં દલીલ કરી.

દેવજીએ પોતાના ખભા વીંઝયા: 'તમે બાવળી ચોરી કરવા કેમ શીખી એ શોધી કાઢવા મથો છો અને સાથોસાથ તમે શોધી કાઢ્યું કે બાવળી એ મુદ્દો મારી પાસેથી ચોરી ગઈ છે, પણ ગલબો ચોર છે એ કેમ માનતા નથી?'

'મને એ નથી સમજાતું કે તમે બાવળીની સાથોસાથ ગલબાને પણ આટલો બધો નીચ બુદ્ધિવાળો ચોર કેમ માનો છો?'

પણ દેવજી બોલ્યા વગર ઊઠીને ઘેર ચાલ્યો ગયો.

તે રાત્રે દેવજીએ બારી ઉઘાડી રાખી નહિ. તેણે બારીની આડો પથરો મૂક્યો કે જેથી તે ઊઘડી શકે જ નહિ, પણ થોડી વારમાં તીણાં નહોરના ઉઝરડાનો અવાજ સંભળાયો ને તે જરા બેચેન બની ગયો.

અહીંયાં તે રાત્રે મેં ચોતરફ બારીબારણાં બંધ કર્યાં અને ગલબાને મારી પથારી પાસે જ બેસાર્યો. એક બારીને નરમાદા હતા ને તે નરમાદાવાળી બારી કેમ ઉઘાડવી તે ગલબાને સારી પેઠે આવડતું હતું. હું ભરઊંઘમાં પડ્યો હતો, તેવામાં ઠંડા પવનનો એક ઝપાટો આવ્યો ને મારું શરીર ટાઢમાં ટૂંટિયું વળી ગયું. હું બેબાકળો ઊઠ્યો ને જોઉં તો બારી ખુલ્લી હતી. ગલબો ઓરડામાં દેખાયો નહિ. મેં તરત જ કપડાં પહેરી લીધાં અને પથારીમાંથી ઊઠીને ઊંઘવાનો ડોળ કરતો હોઉં એમ આંખો બંધ કરીને ખાટલા ઉપર લાંબો થઈને પડ્યો. સામે નાનકડો દીવો બળતો હતો તેની વાટ સતેજ કરી.

દરરોજની પેઠે ગલબો દેવજીની બારી પાસે ગયો, પણ બારી બંધ હતી. બારી ઉઘાડવા તેણે બારણા ઉપર પગના નહોર વતી પ્રયત્ન કર્યા, પણ કાંઈ વળ્યું નહિ; એટલે શરમ, થાક અને દુઃખથી ઘેરાયેલી નીચી મૂંડીએ તે પાછો ફર્યો. ફક્ત પાંચેક મિનિટ થઈ હશે ત્યાં તો મેં મારી પછવાડેની બારીએ ખખડાટ સાંભળ્યો. મારું હૃદય ખળભળી ઊઠ્યું, પણ આંખો બંધ કરીને ઊંઘવાનો ડોળ રાખી હું શાન્ત પડ્યો રહ્યો.

ગલબો અંદર આવ્યો. બિલાડી જેટલી ચુપકીથી અંદર ઘૂસી જાય એથીયે વધારે ચુપકીથી એ પગલાં ભરતો હતો. એ આવીને મારા પગમાં બે મિનિટ સુધી ઊભો ઊભો મારી આંખો તરફ જ તાકી રહ્યો અને જંગલી કૂતરાઓની પેઠે પોતાના લાંબા કાન અને માથું નીચું રાખી મારી હિલચાલ તપાસવા લાગ્યો. હું ઊંઘું છું એવી ખાતરી કરી લઈ, સંતોષનો દમ મૂકીને, એ ધીમેથી, ચુપકીથી પાછો વળ્યો, રસોડાના અધખુલ્લા બારણાને પોતાના પંજા વડે ધકેલ્યું અને એકાદ મિનિટમાં મોઢામાં ભાખરી લઈને ચુપકીથી બહાર નીકળી ગયો.

હું ગુસ્સામાં ઊછળીને બેઠો થઈ ગયો. કૂતરાઓની જાતમાં જે ખૂબ જ અપકૃત્ય ગણાય છે એવી ચોરીના મુદ્દામાલ સાથે એને જતો રોકવા માટે, એની નજરોનજર પડવા માટે ઉઘાડી બારી પાસે દોડી આવી. બારી બંધ કરીને હું રસ્તો રોકીને ઊભો. દુનિયામાં ગુનેગારો અનેક જાતના હોય છે, પણ ચોરીનો ગુનો તો ખૂન કરતાં પણ વધારે ભયંકર ગણાય છે અને ખૂનીને જે બટ્ટો લાગે

છે તે ચોરીની બદનામી કરતાં કાંઈક ગર્વિષ્ટ હોય છે. દસેક



સેકન્ડ સુધી અમે એકબીજાની આંખમાં આંખ પરોવીને તાકી રહ્યા. મારી આંખમાંથી શરમ ઊડી ગઈ હતી અને અગ્નિની ચિનગારીઓ છૂટતી હતી. મેં આંગળી ધ્રુજાવીને એના તરફ ગુસ્સામાં પોકાર્યું: 'ચોર!'

આ અવાજ સાંભળી ગલબાની વર્તણૂંક એકદમ બદલાઈ ગઈ. એનો ચહેરો ભયંકર બન્યો. આ શબ્દના પડઘાએ એના શરીરમાં ઝણઝણાટી આણી. એને એનું અપમાન સાલ્યું. એણે ઘૂરકીને જમીન ઉપર નહોર ઘસ્યા અને મારે ગળે બાઝવાની તૈયારીમાં તે આવી ગયો.

પણ મારી આંખમાંથી શિક્ષા કરવાની ભાવના અદશ્ય

થતી એણે જોઇ. ગુસ્સો અને ગુનેગારી સમાઈ ગયાં અને એને બદલે પૂછપરછ, દિલાસો અને શાન્તિ એણે વાંચ્યાં. મેં ધીમેથી એને પૂછ્યું: 'ગલબા! બચ્ચા આ બધું તે શું કર્યું છે? અત્યારે મારી દૃષ્ટિએ દેખાય છે તેમાં કાંઈક ભેદ મને લાગે છે. તારે જરૂર હતી તો મારી પાસે માગ્યું હોત તો?'

મેં એની પીઠ ઉપર વહાલથી હાથ ફેરવ્યો અને એણે પૂંછડી પટપટાવી. હું ખીંટી ઉપરથી એનો પટો લઈ આવ્યો અને તરત જ મેં એને કહ્યું: 'ચાલો, આપણે ત્યાં જઈએ.'

મારા હાથમાં ભાખરીનો ખડકલો જોઈ ને એને નિરાંત વળી અને એ ગેલમાં આવી જઈ કૂદતો કૂદતો મને રસ્તો બતાવવા માટે આગળ ને આગળ ચાલ્યો.

આ રસ્તો ક્યાં જાય છે અથવા તો કૂતરો મને ક્યાં ખેંચી જાય છે એની મને મુદ્દલે ખબર નહોતી. એના ઉપર વિશ્વાસ રાખીને હું એની પાછળ પાછળ ચાલ્યો જતો હતો; કારણકે આ ભાખરીઓ તે ક્યાં લઈ જવા માગતો હતો તે જ ફક્ત મારે જાણવું હતું અને ભીતરી ઇતિહાસનો એ પ્રકાશ હતો.

ગલબો સમજી ગયો હતો કે આજે મારા શેઠે પોતાની ગુપ્ત વાત શોધી કાઢી હતી અથવા તો પોતે જ્યાં એ ભાખરીઓ પહોંચાડવા ઇચ્છતો હતો તે જગ્યાએ પહોંચાડ-વાની એને તાલાવેલી લાગી હતી. આમ એને તો પોતાના કાર્યની સિદ્ધિની જરૂર હતી.

ગમે તે હોય, પણ દોરડાંને જરાયે ઢીલું પડવા દીધા

સિવાય એણે મને ટેકરીઓની વચ્ચેની કેડીએ થઈ ને બખોલ પાસે ઉપાડયો. ઉપર ઊંચી ઊંચી ભેખડો વચ્ચે નાનકડી



બખોલમાં ઝીણા પથરાઓની ગડગડ ઉપર બાવળી લાંબી

થઈને સૂતી હતી. તેનો એક આગલો પંજો જમીન ઉપર મજબૂત ચોંટચો હતો અને બીજો પંજો કેટલાય મહિનાથી ઘસાયા વગરના બિલાડીના જેવા તીક્ષ્ણ નહોરવાળો ખાઉધરો થઈને ભયંકર બન્યો હતો. વળી બાવળીની બાજુમાં બાખૂરિયાં ભરાવાથી વિખરાયેલી ગડગડ ઉપર બખોલોમાં ત્રણ સુંદર નાનાં આંધળાં ગલૂડિયાં ઝીણા અવાજે રડતાં પડ્યાં હતાં. આ ઉપરાંત આ બચ્ચાંઓ પ્રત્યેના સ્નેહના આકર્ષણ અને દુઃખથી અર્ધમૂર્છ થયેલી બાવળી રક્ષક બનીને પડી હતી. તેની બાજુમાં ભાખરીઓના ટુકડા અડધા ખાધેલા ચોગેર વેરાયેલા પડ્યા હતા.

મારી દૃષ્ટિ પડતાં જ વાત સ્પષ્ટ થઈ ગઈ અને જેવો મેં તેના કટાઈ ગયેલા જડબાંને ખોરાક આપવા મારો પગ બખોલ પાસે મૂક્યો કે તરતજ ગલબાએ ગેલમાં આવી જઈ મારો હાથ ચાટવા માંડ્યો.

મારું અંતઃકરણ આનંદમાં ખળભળી ઊઠ્યું, આંખમાંથી અશ્રુઓ વહેવા માંડ્યાં અને જાણે મારા વહાલા દીકરાઓને ખવડાવતો હોઉં એમ પાસે બેસીને મેં એ બધી ભાખરીઓ વહાલથી એમને ખવરાવી.

અને હું સમજ્યો કે જે કૂતરાઓને આપણે જંગલી, દુર્ગુણી અને ઝનૂની ગણીને અવગણીએ છીએ તેમનામાં કાંઈક થોડી ઘણી અગમચેતી અને અક્કલ હોય છે ખરાં.

# શેળો

**વર્ષાઋતુએ** વિદાય લીધી હતી. પાકથી લીલાં ખેતરો સર્વત્ર લચી પડતાં હતાં. વરસાદ કોઈ કોઈ વખત ઝાપટું નાખી જતો અને વાદળું વિખરાતાં લીલા મોલ ઉપર ટકી રહેલાં જળબિંદુ ઉપર સૂર્યનાં કિરણો પડીને રમણીય દૃશ્ય બની રહેતું. એ જળમોતી વીણવા અમે પાકમાં ચોતરફ દોડાદોડ કરી મૂકતાં. ટીપુ આવડો મોટો તો હવે લાગે છે, પણ એ વખતે તો એ નાનું કુરકુરિયું હતું. તે અમારી વચ્ચે કૂદાકૂદ કરી ખૂબ ગેલ કરતો અને ઘડીકમાં પાકની વચ્ચે અદૃશ્ય થઈ જઈ અમારી જોડે સંતાકૂકડી રમતો.

એક દિવસ હું અને ટીપુ અમારાં બન્ને ખેતરો વચ્ચેની તળાવડી પાસે બેઠા બેઠા ગમ્મત કરતા હતા અને કાંકરા ફેંકી પાણીમાં થતાં કુંડાળાં જોઈ અવનવા વિચારોમાં લીન થઈ ગયા હતા, એટલામાં ક્યાંક નાનું બાળક રડતું હોય એમ મને લાગ્યું. પણ સતેજ અને ચંચળ ટીપુ તો મોટી મોટી ફાળો ભરતો જે દિશાએથી અવાજ આવતો હતો તે તરફ ઊપડ્યો. હું પણ એની પાછળ પાછળ ગયો. ચારે તરફ ઊગી નીકળેલા મોટા મોટા છોડની વચ્ચે નાનકડો ટીપુ દેખાતો નહિ, એટલે ઘડીક થંભી જઈ તેનો પગસંચાર

સાંભળતો હું તેની પાછળ ગયો. એવામાં અચાનક એ લાંબી ચીસ નાખી કૂદી ઊઠ્યો. મને બહુ કુતૂહલ થયું કે એટલી વારમાં આ શું થયું ? જોઉં તો કાંટાનો એક નાનકડો ગોળો જમીન પર પડ્યો હતો અને ટીપુ ચીસો નાખતો હતો. પણ મેં તો બાળક રડતું સાંભળ્યું હતું ને આ શું ? બાળક ક્યાં ગયું ? હું જરા કમકમ્યો. પણ એટલામાં ટીપુએ ધીમે ધીમે પગ માંડી, લાંબું મોઢું કરી, ફરી એ કાંટાના ગોળા તરફ જવા માંડ્યું. હું સમજ્યો કે બાળકનું રડવું અને કૂતરાનું ભસવું તે બધું આ કાંટાના ગોળામાં સમાયેલું છે. ત્યાં તો ટીપુએ પોતાનું નાક એ ગોળા પાસે લઈ જઈ સૂંઘવા માંડ્યું, પણ કૂતરાનું નાક એટલું બધું તીવ્ર હોય છે કે ઘણે દૂરથી એ વસ્તુઓની ગંધ પારખી શકે છે. કીડી અને મંકોડા જેટલી તીવ્ર એની ગંધની શક્તિ હોય છે, પણ ટીપુને આ ગંધમાં કાંઈ સમજ પડી લાગી નહિ હોય એટલે એણે ફરી ધીમે ધીમે એ ગોળા પાસે નાક આણ્યું. તરત જ એ ગોળાના કાંટા તેના નાક ઉપર પેસી ગયા અને ફરીથી લાંબી ચીસ નાખી એકદમ કૂદીને તે દૂર નાઠો. હું તો આશ્ચર્યથી એ ગોળા તરફ જ જોઈ રહ્યો.

ત્યાં તો ટીપુની ચીસ સાંભળીને અમારી ટોળીનાં બધાં છોકરાં આવી પહોંચ્યાં. મેં મૂંગા મૂંગા તેમને આંગળી વતી પેલો કાંટાનો ગોળો બતાવ્યો. એ નાનકડા ગોળાથી થયેલી મારી ભયભીત દશા ને આકુળ આંખો જોઈને એ સૌ હસવાં લાગ્યાં અને એક જણ બોલી ઊઠ્યો: 'એમાં ડરે છે શું ? એ તો શેળો છે !' બધાં છોકરાં આવી

પહોંચ્યાં એટલે ટીપુને જરા ધરપત વળી અને પોતાની પૂંછડી બે પગ વચ્ચે ઘાલીને પટપટ કરતો અમારા પગ વચ્ચે પેસવા લાગ્યો.

શેળાનું નામ સાંભળતાં મને ખૂબ આનંદ થયો. અમે તેને સાચવીને ઉપાડી લઈ મારી થેલીમાં નાખી લીધો અને ઘેર સૌને બતાવવા લઈ ચાલ્યા, પણ ટીપુને એ ન ગમ્યું. પોતાને કાંટા મારનાર દુશ્મનને આટલું બધું મહત્ત્વ ને માન અપાતું જોઈ એને માઠું લાગ્યું ને ગુસ્સે થયો હોય એમ સૌની આગળ દોડતો દોડતો ઘેર જઈ પોતાના ખાડામાં કોથળા ઉપર બેસી ગયો.

ઘેર લાવીને મેં શેળાને કોઢમાં જમીન ઉપર મૂક્યો. છોકરાંઓને તો આવું નવતર મળે એટલે જાણે દિવાળી! હોંશ ને આનંદનો પાર નહિ. સૌ ટોળે મળીને ગમ્મત કરવા લાગ્યાં. એક અટકચાળો વળી પાણીનો લોટો ભરી લાવ્યો ને શેળાને બહાર ચોકમાં લાવી તેના પર પાણી રેડ્યું. પાણી પડવાથી ગભરાઈને એણે પોતાનું આખું શરીર બહાર કાઢ્યું ને પછી એકદમ નાઠો. હવે અમે એને બરાબર જોયો. નર્યો જાણે ઉંદર! ઉંદર જેવું મોઢું ને નાક; પણ પાછળ પૂંછડી તદ્દન બાંડી. રંગે પણ ઉંદર જેવો ભૂરો. લાંબો પણ એક ફૂટ કરતાં વધારે નહિ; પણ તેના શરીર ઉપર કાંટા, ઇચ્છા પ્રમાણે ગોળ દડો બની જવાની કળા અને નાનું બાળક રડતું હોય તેવો અવાજ એ એની નવીનતા.

સામાન્ય રીતે શેળો બહુ એકલવાયું જનાવર છે. એને કોઈની સોબત ગમતી જ નથી. તે હમેશાં એકલો જ ફર્યા કરે છે અને એ હોય ત્યાં કોઈ અજાણ્યું આવી ચડે

કે તરત જ ગોળ દડો થઈ જાય છે. એનો રંગ જમીનની સાથે મળી જાય તેવો હોવાથી અજાણ્યો ત્યાંથી પસાર થઈ જાય પણ શેળાની એને ખબર પડે નહિ. આવી રીતે એના જીવનનો બચાવ કરવાનું એની પાસે મોટું સાધન તેના કાંટા અને દડો બની જવાની કળા છે. પણ આમ એકલવાયો સ્વભાવ હોવા છતાં એનામાં બીજી વિચિત્રતા એ છે કે એને એક જગ્યાએ પડી રહેવું ગમતું નથી. એ પ્રાણી બહુ રખડુ હોય છે. એવાને બેસી રહેવું કેમ પાલવે? એકાદ ભરવાડને ક્યાંક બેસાડી મૂકો કે એકાદ દરજીને ખૂબ વાર સુધી ઊભા રાખો તો બંને મરવા પડે. એમ શેળાને પણ એક જગ્યાએ પુરાઈ રહેવું એ કેદ કરતાં પણ કપરું લાગે છે. એટલે તે હમેશાં ચારેકોર ફરતો ફરે છે. પણ એ હેળવી શકાય એવો વહાલસોયો ને સંતોષી બહુ હોય છે; પેટ પૂરતો ખોરાક મળી રહે તો તમને છોડી જવાનો નહિ.

શેળો જેવો રખડુ તેવો જ પાછો આળસુ અને ઊંઘ-ણશી પણ ખરો. દિવસે તો એ લગભગ ઊંઘતો જ હોય છે; પણ રાત પડી કે ફરવા નીકળે. ઘુવડ અને ચામાચિડિયાં પેઠે નહિ; દિવસેય કોઈ કોઈ વખત નીકળે ખરો, નહિ તો અમારે હાથ એ ક્યાંથી ચડત? પણ ખોરાક મેળવવાનો એનો સમય રાતનો. રાતને વખતે જીવજંતુ થાકીને જંપી ગયા હોય છે એટલે એને ખોરાક મેળવવો ઘણો સુગમ થઈ પડે છે. અળસિયાં, ગોકળગાય, ઉંદર, ઝીણાં જીવડાં અને રડ્યાખડ્યા પડેલા અનાજના દાણા એ એનો મુખ્ય ખોરાક છે. એની ચકોર ને આતુર આંખો એટલી તીક્ષ્ણ હોય છે કે એની નજરે ચડેલું જીવડું ભાગ્યે જ બચે. એના જેટલી

સ્ફૂર્તિ ને ચપળતા પણ ઓછાં જનાવરોમાં હોય છે; શિકાર નજરે પડ્યો કે પલવારમાં ઝડપાયો જ છે અને છત્રીસ દાંતનો ખોરાક થઈ જઠરમાં પહોંચ્યો જ છે. અમારે ત્યાં એને વળી કોઠમાં ઘોડાની ચંદીમાંથી કે કૂતરાના ખાવાનામાંથી પણ વધ્યુંઘટ્યું મળી રહેતું એટલે એ કદી નાસી જવાની ઇચ્છા તો ન કરતો; પણ કોઈ કોઈ વખત પોતાના જૂના ઘર તરફ આંટો મારી આવતો. હવે તો ટીપુ પણ એની સાથે એટલો બધો હળી ગયો હતો કે તે બંને સાથે જ રહેતા. રૂના દડા જેવો ટીપુ અને કાંટાનો દડો શેળો એ બંને અમારા મંડળમાં ખૂબ પ્રિય થઈ પડ્યા હતા.

એક દિવસ અમે રમતાં હતાં, એવામાં એને પોતાનું ઘર યાદ આવી ગયું કે ગમે તેમ પણ એ અચાનક દોડતો પોતાના જૂના ઘર તરફ નાઠો. અમે પણ કુતૂહલથી તેની પાછળ ગયાં. તેનું મૂળ રહેઠાણ અમારા ખેતરને શેઢે પાળી પાસેના એક મોટા ઝાડની પોલાણમાં હતું. એક નાના ખાડામાં સૂકાં ખરી પડેલાં પાદડાં એકઠાં કરી એણે પોતાનું હૂંફાળું બિછાનું બનાવ્યું હતું અને તેમાં એ કોઈ કોઈ વખત બેસી આવતો. 'ધરતીનો છેડો ને ઘરનો નેડો' એ કહેવત ખોટી નથી. ઘરનો પ્રેમ આવાં પ્રાણીથી પણ મૂકી શકાતો નથી. પણ ત્યાં કોઈ તેનાં માબાપ કે ભાઈભાંડુ અમને જણાયાં નહિ તેથી અમે એમની શોધમાં ચોતરફ ફરવા લાગ્યાં.

એટલામાં અમારો એક જૂનો સાથી ત્યાં આવી ચડ્યો. તેણે કહ્યું કે, 'શેળો હમેશાં એકલો જ હોય છે. શેળી વર્ષમાં બે વખત બચ્ચાં મૂકે છે: વૈશાખ ઊતરતાં અને આસો તથા કારતકની વચ્ચે. કૂતરાની પેઠે ચાર, પાંચ

કે છ બચ્ચાંને તે જન્મ આપે છે. એ પણ કુરકુરિયાંની જેમ જન્મ વખતે બધાં આંધળાં હોય છે; પછી ધીમે ધીમે એમની આંખો ઉઘડે છે. નાનાં હોય ત્યારે તેમના શરીર ઉપરના કાંટા ઘણા જ સુંવાળા હોય છે અને બિલકુલ ઊભા થઈ શકતા નથી, તેથી બે માસ સુધી તેમનું રક્ષણ શેળી કરે છે અને તેમને ધવડાવે છે. બચ્ચાં જન્મે ત્યારે સફેદ હોય છે, પણ પાછળથી ભૂરાં થઈ જાય છે. બચ્ચાં બે મહિનાનાં થયે હરતાં ફરતાં અને ખોરાક શોધતાં થઈ જાય છે એટલે શેળી તેમને હાંકી કાઢે છે અને તે સૌ પોતાનું નવું ઘર અને ગુજરાન કરવા માટે ખોરાક શોધી લે છે. આમ દરેક બાંડુ પોતપોતાને રસ્તે જુદાં પડી જાય છે.' આ હકીકત સાંભળી અમે બીજાઓની શોધ કરવાનું માંડી વાળ્યું. એ જનાવરના એકલસૂરાપણાનું કારણ હવે અમને સમજાયું. આપબળે જિંદગી જીવતું આ પ્રાણી એટલું એકલ-સૂરું બની જાય છે કે પોતાની પાસે બીજા પાડોશીને પણ રહેવા દેવા ઇચ્છતું નથી. જો પાડોશી બળવાન હોય તો પોતે ત્યાંથી ખસી જાય છે અને નબળું હોય તો તેને નસાડી મૂકે છે. આ છતાં ટીપુ સાથે એ આટલો હળ્યો એ જોઈ અમને બહુ નવાઈ થઈ.

અંધારી રાત એવી ઘનઘોર જામેલી કે હાથે હાથ સૂઝે નહિ. તારલાઓનો પ્રકાશ તદ્દન આછો હતો. શેળો પોતાની પથારીમાં બેઠો હતો. થોડી જ વારમાં તે ખોરાક મેળવવાની સફરે નીકળવાની તૈયારીમાં હતો. તેવામાં દૂરથી ઝીણા તારલા જેવી બે આંખો તગતગતી એણે જોઈ. મેશના ઢગલા જેવી કોઈ કાળી વસ્તુને બે રત્ન જડ્યાં હોય એમ

દૂરથી દેખાતું હતું. શેળો એના તરફ જરા ભય અને આતુરતાથી એ શું છે એ જાણવા પોતાની ચપળ આંખો ફેરવવા લાગ્યો. ત્યાં તો પગસંચારની ખબર ન પડે એમ ધીમે ધીમે પોતાનાં પદ્મવાળાં પગલાં પાડતાં બિલ્લીબાઈ આવી પહોંચ્યાં. તરત શેળો તેને ઓળખી ગયો; પણ પોતાની પીળી રેડ જેવી આંખોથી બિલ્લીબાઈ શેળાને ઓળખી શક્યાં નહિ. એણે તો ઉંદરજ ધારેલો. એની ચતુર આંખો પણ ભુલાવામાં પડી ગઈ અને એણે લાગ શોધી શેળા પર કૂદકો માર્યો, પણ સાવધાન શેળો તરત જ દડો થઈ ગયો અને રૂની ગાદી જેવા બિલાડીના નરમ સુંવાળા પગમાં તેના કાંટા પેસી ગયા. બિલ્લીબાઈ તો કાંટા વાગવાથી ગભરાઈ જઈ



ફૂંફાડા અને છીંકોટા નાખી કૂદયાં, પણ શેળો એને શાનો ગણકારે? બિલાડીએ પોતાના ગળામાંથી ઘોઘરો બોલાવીને શેળાને ડરાવવાનો પ્રયત્ન પણ કરી જોયો; પરંતુ લુચ્ચો માણસ જરાક બોલી પોતાના ઘરમાં પેસી જાય ને પાછળ મોટી લડાઈ સળગી ઊઠે એમ શેળાભાઈ તો ગુપચુપ દડો

બનીને બેસી જ રહ્યા. અંતે બિલ્લીબાઈ હારીથાકીને પોતાને રસ્તે પડ્યાં. અને તે દહાડાના કદી એ શેળા તરફ ખાટી-મીઠી નજર ફેંકતા નથી.

ખેતરની ચોતરફ વાડ હોય એટલે સાપનાં દર પુષ્કળ હોય. ઉંદરો પાકમાં રંજાડ કરે અને પાળીઓ ઉપર મોટાં મોટાં દર પાડે, પણ ખોરાકની શોધમાં નીકળેલા સાપ એ દરમાં પેસી જઈ ઉંદરનો શિકાર કરે અને પછી એ ખાલી પડેલાં દરનો ઉપયોગ પોતે જ કરે. સાપમાં જાતે દર ખોદવા-ની શક્તિ જ નથી અને તેથી જ 'ખોદે ઉંદર ને ભોગવે ભોરિંગ' એ કહેવત પડી છે. સીમમાં તો સાપ રખડતા જ હોય; એટલે સાપથી અમારું રક્ષણ કરવાને અમે નોળિયો પાળ્યો હતો. જેમ બિલાડી ઉંદરનો કાળ, તેમ નોળિયો સાપનો કાળ; છતાં ઉંદરની પેઠે સાપ નોળિયાથી ડરીને નાસી જતો નથી. તે તેની સામે થાય છે અને બહાદુરી સાથે મૃત્યુને ભેટે છે.

સવારનો પહોર હતો. અમે બધા ભેગા થઈ ઉના-ળાના ગુલાબી પ્રભાતમાં ટીપુ અને શેળા સાથે આનંદ કરતાં હતાં, તેવામાં અમારી ટોળીમાંથી એક જણે બૂમ પાડી: 'એ . . . સાપ!' અમારું ધ્યાન તે તરફ જતાં જ અમે તો બૂમાબૂમ કરી મૂકી. એક જણ જઈને નોળિયાને લઈ આવ્યો. નોળિયાને જોતાં જ સાપ ફૂંફાડા મારી સામો થયો અને લડવા લાગ્યો. ત્યાં તો બિલ્લીબાઈ પણ પધાર્યાં. નબળા ઘુવડને કાગડા ઘેરી લે એમ સાપને શેળાએ, નોળિ-યાએ અને બિલ્લીબાઈએ ઘેરી લીધો. એ બધા એક બીજાના દુશ્મનો હતાં, એટલે કોઈની છાતી હુમલો કરવા માટે ચાલતી

ન હતી. નોળિયો ઝડપ મારવાની તૈયારી કરતો ત્યાં બિલાડીની આતુર આંખો જુએ ને નાસે. બિલાડી નહોર કાઢી જમીન ખોતરે એવામાં સાપ ઊંચો થઈ ફૂંફાડો મારે ને બિલાડી પાછી પડે; પણ નોળિયા અને બિલાડી કરતાંયે સાહસમાં શેળો વધુ ગણાય છે. એ છે તો નાનું સરખું પ્રાણી. પણ પોતાના જીવની દરકાર કર્યા વગર એ ગમે તેવા દુશ્મનની પણ સામે થઈ પ્રાણઘાતક સાહસ કરે છે. નામર્દની પેઠે નાસી જઈ જિંદગી બચાવવી તે કરતાં બળવાન શત્રુને અક્કલ, ચતુરાઈ, યુક્તિપ્રયુક્તિ અને હિંમતથી હંફાવી નસાડવો કે મારવો તે એને વધુ ઉત્તમ લાગે છે. સાપ બિલાડી ને નોળિયા સામે લડવામાં રોકાયેલો હતો, એવામાં શેળાએ લાગ સાધીને તરત દોટ મૂકીને સાપની પૂંછડી પોતાના મોંમાં પકડી લીધી અને ગોળ દડો બની ગયો. ત્યાં તો નોળિયો તૈયાર થઈ ગયો, પણ બિલ્લીબાઈ ને તો સાપ કે નોળિયો એમાંથી ગમે તે એક શિકાર જોઈતો હતો. એટલે તેણે સાપને પડતો મૂકી નોળિયા ઉપર તરાપ આદરી. પરંતુ અમારો ટીપુ એના મિત્રની સહાયે તૈયાર જ હતો. એણે ચટ દઈ ને બિલાડી તરફ કૂદકો માર્યો, પણ ત્યાં તો નોળિયો નાસીને પોતાના દરમાં ઘૂસી ગયો અને બિલ્લીબાઈ કૂદીને છાપરે ચડી ગયાં ને ત્યાં બેઠાં બેઠાં પગ ચાટવા લાગ્યાં.

આ તરફ શેળાના મોઢામાં પૂંછડી પકડાઈ જવાથી સાપ ક્રોધે ભરાયો અને ભયંકર ફૂફવાટ સાથે એના ઉપર પોતાની ફેણ પછાડી. પણ એને એ નાનકડા ગોળા પરના જીવલેણ કાંટાનો ખ્યાલ ન આવ્યો અને ફેણ પછાડતાં જ ઊભા તીર જેવા કાંટા તેની સુંવાળી કોમળ ફેણમાં પેસી

ગયા ને લોહીનાં ટશિયાં ફૂટી આવ્યાં. એની વેદનાથી પીડાતા સર્પે એવડા ક્રોધથી ભાન ગુમાવી ફરી જોરથી ફેણુ પછાડી અને મૃતપ્રાયઃ થઈ પડ્યો. અમે તો જોઈ જ રહ્યા. સૌનાં મોંમાંથી સિત્કાર નીકળી ગયો. સાપને નિશ્ચેત થઈ ગયેલો જોઈ શેળો તેની પૂંછડી મૂકી નાઠો. સાપના મોઢામાંથી લીલો ઝેરનો ગરળ નીકળી ગયો અને તે ઢગલો થઈ પડ્યો. અમે બધા ઘરમાંથી લૂગડું, નાળિયેર અને ઘી લાવ્યા અને નાગદેવને અગ્નિસંસ્કાર કર્યો. નાગ અને વાંદરાઓને એવી જ રીતે બાળવાનો ગામડાંઓના હિંદુઓમાં રિવાજ અને માન્યતા છે.

થોડા વખત પછી અમારા ખેતરમાં રાત્રે કોઇ જનાવર પેસી જઈ ખૂબ રંજાડ કરવા લાગ્યું. કુમળા મોલ તથા કંદમૂળનો તો એ દાટ જ વાળી દેતું. અમે માળે બેસીને મોટા જનાવરની તો ખબર રાખતા, પણ આ ચોરનો કંઈ પત્તો લાગતો નહિ. એક દિવસ રાત્રે તો અમે બધા છૂટાછૂટા વહેંચાઈ જઈ બરાબર ચોકસાઇથી તપાસ કરવાને ચોમેર લપાઈ બેઠા. એટલામાં શેળો પોતાનો ખોરાક શોધવાને નીકળ્યો. અમે તેને જોયો, પણ જરા વાર નહિ થઈ હોય એટલામાં તો એ એકદમ હાંફળોફાંફળો દોડીને કોઢમાં પોતાની પથારીમાં છુપાઈ ગયો. એ જોઈને અમને બહુ નવાઈ લાગી. શેળો કોઈથી ડરે નહિ, તે આજે આમ અચાનક કેમ સંતાઈ ગયો હશે? એવા તે કયા જનાવરથી બીનો હશે? ખૂબ કાળજીથી અમે ધીમે પગલે એ દિશા તરફ ચાલ્યાં.

શેળાની જ જાતનું, શરીર ઉપર તેના જ જેવા કાંટાવાળું

પણ શેળાથી મોટું એક પ્રાણી ત્યાં નજરે પડ્યું. શેળા અને એની વચ્ચે દેખાવમાં થોડો ફેર હતો. મોઢા ઉપર મોટા ખરબચડા વાળ, મોટી લાંબી મૂછો, અરધો ફૂટ લાંબી પૂંછડી અને શરીર ઉપર શેળા કરતાં ઘણા જ લાંબા અને જુદી જાતના મોટા શૂળાઓવાળું તે પ્રાણી હતું. અમે તો એને જોઈ જ રહ્યાં. એટલામાં અમારો ઘરડો સાથી પણ આવી પહોંચ્યો. એને પ્રાણીઓ સંબંધી ઘણું જ્ઞાન હતું. તેને આવતો જોઈ અમે હાથથી ત્યાં આવવા ઇશારત કરી. ચંદ્ર વાદળાંથી ઢંકાયેલો હતો તે ચોખ્ખો થઈ ગયો અને ચોમેર ઝોકાર ચાંદની પથરાઈ ગઈ. હવે એ પ્રાણીને સ્પષ્ટ જોઈ શકાતું હતું. અમારા સાથીએ તેને જોતાં જ અમને દૂર હડસેલી ધીમેથી કહ્યું: 'અરે નાસો! એ તો શાહુડી છે.'



શાહુડી એ પણ શેળાની જાતનું પ્રાણી છે. શેળાની પેઠે એ પણ રાત્રે જ બહાર નીકળે છે અને કંદમૂળ ખાતું હોવાથી એને પાણી પીવાની બહુ જ ઓછી જરૂર રહે છે.

દુશ્મનની સામે એ શેળાની પેઠે દડો નહિ થઈ જતાં પોતાનાં સિસોળિયાં (એના શરીર પરના કાંટા) ઊંચા કરીને સામે દોડે છે અથવા પાછે પગે દોડે છે, અને તીર જેવાં એ સિસોળિયાં સામા દુશ્મનના શરીરમાં પેસી જાય છે. શાહુડી તરત બીજા હુમલા માટે પાછી હઠે છે અને સિસોળિયાં શાહુડીની પીઠ પરથી ઊખડી દુશ્મનના શરીરમાં જ પરોવાઈ રહે છે, કેમકે સિસોળિયાં અને શાહુડીની ચામડીને બહુ જ ઓછો મેળાપ હોય છે. એ સિસોળિયાં પેસી ગયા પછી તરત જો ખેંચી કાઢવામાં ન આવે તો માંસમાં તે બહુ જ ઊંડાં ઊતરતાં જાય છે અને ઘાયલ પ્રાણીનું મૃત્યુ થાય છે.

હવે અમે સમજ્યા કે શેળો શા માટે બીને નાઠો. એ દડો બની જાય તો પણ સિસોળિયું લાંબું હોવાથી તેના શરીરમાં તો પેસી જ જાય ને તીરની પેઠે આરપાર નીકળી તેનો જાન લે. આ રીતે શાહુડી શેળા કરતાં વધારે ભયંકર અને જોરાવર છે.

અમે તો હજુ કુતૂહલથી ઊભા જ હતા, એવામાં અમારો સાથી એક લાંબી કડિયાળી લાકડી લઈ આવ્યો અને લપાતો લપાતો પોતાના પગના ફણા ઉપર ચાલતો ચાલતો પાસે ગયો. શાહુડીનું ધ્યાન એના તરફ નહોતું. લાગ જોઈ તેણે શાહુડીના મોઢા ઉપર લાકડી ફટકારી. થઈ રહ્યું! મોટા વાઘ સરખાને પણ પોતાનાં સિસોળિયાંથી જેર કરનારી શાહુડીના શરીરનો નબળામાં નબળો ભાગ તેનું મોં અને માથું છે. તેનો એ બહુ બચાવ કરે છે. અમારા સાથીએ બરાબર મોઢા ઉપર લાકડી મારી. ઘા એટલો ભારે નહોતો, છતાં એ નીચે ઢળી પડી અને મરણ

પામી. પછી અમે એની પાસે જઈ નિરાંતે નીરખીને જોઈ અને અમારા સાથીએ એને વિષે ઘણી હકીકતો કહી.

શાહુડી એક સાથે ચાર બચ્ચાંને જન્મ આપે છે, પણ તે બધાં જન્મથી જ દેખતાં હોય છે એટલો શેળા અને શાહુડી વચ્ચે ફેર છે. અમે તો અમારા સાથીની વાતો જેમ જેમ સાંભળતા જતાં હતાં, તેમ તેમ અમારાં કુતૂહલ, સાહસ અને એવા અખતરા કરવાની હામ વધારે ને વધારે વધતાં જતાં હતાં.

ધીમે ધીમે ઉનાળો આવી પહોંચ્યો. અમે હવે તદ્દન નવરાં હતાં. પાકની મોસમ ઊતરી ગઈ હતી. હવે તો ફક્ત કેરીઓના રક્ષણ સિવાય બીજો ધંધો ન હતો એટલે અમે આંબા નીચે પડ્યાં રહેતાં. અમે સૌ મિત્રો ખાટલા પર બેસી વાર્તાઓ કહેતાં હતાં અને શેળો તથા ટીપુ આમતેમ ફરતા હતા. શેળાનો મુખ્ય ખોરાક નાનાં જીવજંતુ, પણ કોઈ કોઈ વખત એને અટકચાળાં કરવાનું મન થઈ જાય ખરું. અમે બેઠાં હતાં ત્યાં એક ખિસકોલી ફરતી હતી, તેના પર શેળાએ તરાપ મારી. પરંતુ ખિસકોલી તો બહુ ચંચળ. એ તો પૂંછડી માથે અડાડીને દોટ મૂકી સડસડાટ ઝાડ પર ચડી ગઈ ને શેળાભાઈ પાછળ તાકતા બેસી રહ્યા; કેમકે ઝાડે ચડવાની તેનામાં શક્તિ નથી.

એવામાં એની નજર દૂર એક આંબાના ઝાડના થડ ઉપર ગઈ. મોટા સસલા જેવા જનાવરને આખાં ને આખાં ગળી જાય અને પછી ઝાડના થડ સાથે વીંટળાઈ ભરડો લઈ તેના અંગ-ઉપાંગના ભૂકા કરી નાખે એવો એક અજગર ઝાડ ઉપરથી પક્ષીઓનાં ઈંડાં ચોરી ખાઈ જઈ

નીચે ઊતરતો હતો. સાપ અને અજગરને દીઠાં ન મૂકે એ શેળાની દાઢ સળવળી ને એ તો તરત ત્યાં દોડી પહોંચ્યો. પરંતુ અજગર અને સાપને મારવામાં બહુ ફેર હોય છે. સાપને મારવા તેની પૂંછડી મોઢામાં લઈને તે પડ્યો રહે છે, પણ અજગરને એમ કરતો નથી. અજગરને તે ગરદન ઉપર દાંત બેસાડી દડો થઈ જાય છે, અને ગુસ્સે થયેલો અજગર તે ઉપર પોતાનું મોઢું પછાડે છે. એમ બે ત્રણ વખત કરે એટલે અજગર શક્તિહીન થઈ જાય છે—જો કે એટલો વખત સુધી શેળાને પણ એ જોરદાર પ્રાણીના પછાડા સહન કરવા પડે છે. અંતે અજગર મરી જાય છે. એના કાંટાને લીધે એને ગળી જવાની અજગરની હિંમત ચાલતી નથી અમારી નજર આગળ આ રીતે જોતજોતામાં એણે અજગર જેવાનો જીવ લીધો; તે જોઈ અમને એનાથી ચેતતા રહેવાની ઇચ્છા થઈ, પણ એ અમારી ભૂલ હતી. માણસ પાસે એનું કશું જોર ચાલતું નથી.

અમારા ખેતરની આસપાસ અમે કોઈ જાતની દુર્ગંધ થવાં દેતાં નહિ, પણ એક દિવસ અમે બધા રખડતાં હતાં, તેવામાં પવનની ફટકી સાથે એવી દુર્ગંધ આવવા લાગી કે અમારાં માથાં ફરી ગયાં અને અમે બધા નાક આડાં લૂગડાં રાખી ચોમેર એ ગંધ ક્યાંથી આવે છે તેની ખોળમાં નીકળી પડ્યા. તરત શેળાભાઈ અમારી સોબતમાંથી જુદા પડી ગયા. એણે તો એ ગંધ ઉપરથી શું હશે તે પારખી લીધું હતું. અમે હાથમાં લાકડીઓ લઈ દોડાદોડ કરતા હતા, એવામાં દૂર એક લોંકડીને કૂદાકૂદ કરતી જોઈ. એને પૂંછડે શેળો ચોંટેલો હતો અને લોંકડીનું મોં કાંટાના ઉઝરડાથી

લોહીલુહાણ થઈ ગયું હતું. અમને આવતા જોઈ એ બીની અને જીવ પર આવી જઈ એ પ્રાણીએ નાસી જવાની ઝોંટ કરી. તે પ્રયત્નમાં તેની પૂંછડી છેડેથી તૂટી ગઈ અને એ જીવ લઈને નાઠી.

લોંકડીની પૂંછડી લાંબી હોય છે અને તેને છેડે વાળનો મોટો ગોફણો હોય છે. શેળો પોતાના મોઢામાં એ લઈને દડો વળી ગયો હતો. પણ એ દુર્ગંધ શાની આવતી હતી તેની અમને ખબર ન હતી. અમે પેલા સાથી પાસે જઈને એ હકીકત પૂછી. એણે કહ્યું કે લોંકડીની પૂંછડીમાંથી એવો એક પદાર્થ ઝરે છે કે જેની દુર્ગંધ ચોમેર ફેલાય છે. એની એ દુર્ગંધ સહન ન થવાથી મોટાં મોટાં સિંહ અને વાઘ જેવાં જનાવર પણ પોતાનો ખોરાક ખાધા વગર તજીને ચાલ્યાં જાય છે, પણ શેળો એવા પ્રાણીને પણ હેરાન કરી નાખે છે અને છેવટે એ લોંકડી માથું પછાડીને મરે છે. આજે તો વળી એ નસીબદાર કે પૂંછડી તૂટી જવાથી બચી જવા પામી.

આ લડાઈમાં શેળાને બહુ શ્રમ પડચો હતો, એટલું જ નહિ પણ અજગર જેવાને મારતાં જેને લોહી ન નીકળે તે આ ઝપાઝપીમાં સહેજ ઘવાયો પણ હતો.

શેળો હવે બહુ બહાર ન જતો. એને પોતાના શરીર ઉપર ખૂબ જ દુઃખ થતું હતું. એવામાં વળી એક દિવસ રાત્રે તે ફરવા નીકળ્યો. જેના માથે ખૂબ દુશ્મનો ગાજતા હોય તેણે ચેતીને ચાલવું જોઈએ એમ આપણે

સહુ માનીએ છીએ; પણ શેળાને પોતાનાં બળ, બુદ્ધિ અને ખંધાઈનું અભિમાન હતું એટલે એ કદી કોઈની ગણના કરતો નહિ. એ તો પોતાની મરજી મુજબ જ ફર્યા કરતો.

તે રાત્રે એક શિયાળ તેની પાછળ પડ્યું. શ્રમથી થાકી ગયેલો શેળો પથ્થરોના ઢગલા પાસે વિશ્રાંતિ લેતો બેઠો હતો, એવામાં શિયાળે પછવાડેથી પથ્થરના ઢગલા ઉપર ચડી પથ્થર ગબડાવ્યો અને દડો બની શાંત પડેલા શેળાને કચડી નાખવા પ્રયત્ન કર્યો. આ અચાનક હલ્લાથી ચપળ શેળો પણ ગભરાઈ ગયો અને પોતે અસ્વસ્થ હોવાથી નાસી જવાનો પ્રયત્ન કરવા છતાં નાસી શક્યો નહિ. નાસવાના પ્રયત્નમાં પથ્થર આવી પડવાથી તેની નીચે કચરાઈ જઈ, અમારી દોસ્તીને તિલાંજલિ આપી તેણે સદાની વિદાય લીધી.

પ્રભાતમાં અમારું કચેરીમંડળ ભરાયું, પણ શેળો ન હતો. અમે ધારેલું કે એ રાતના ઉજાગરાને લીધે કદાચ ઊંઘતો હશે, પણ અમારી એ માન્યતા ભૂલભરેલી હતી. થોડા વખતમાં તો અમારો ટીપુ એના પ્રિય મિત્રને ઘસડી લાવ્યો. ટીપુની આંખમાં દુઃખનાં આંસુ હતાં.

મરેલું પ્રાણી ફેંકી દેવા સિવાય બીજા શા ઉપયોગમાં આવે? પણ અમારી એ બાળકબુદ્ધિ ઉપર અમારો સાથી હસ્યો. એણે કહ્યું: 'શેળાઓ જીવતા કરતાં મરેલા વધારે ઉપયોગી છે. હાથી જેમ જીવતાં લાખનો અને મૂએ સવા લાખનો કહેવાય છે તેમ મૂએલો શેળો ફેંકી દેવો એ મૂર્ખાઈ છે. અગાઉ જ્યારે દવાખાનાં ન હતાં ત્યારે નાનાં છોકરાંઓ ભરાઈ જાય (વરાધ થઈ હોય) ત્યારે મરેલા શેળાના થોડા

કાંટા દેવતા ઉપર મૂકી તેની ધુમાડી બચ્ચાંને આપતા. આથી તે રોગમુક્ત થઈ જાય છે. હજીયે આપણાં ગામડાંઓમાં આ ઉપાય ચાલુ છે અને દરેક ઘરમાં મરેલા શેળાનું ચામડું લોકો સાચવી રાખે છે. વિલાયતી દવાઓને લીધે એનો ઉપયોગ હમણાં હમણાં ઓછો થયો છે.'

આવા અળખામણા દેખાતા, પરંતુ જીવતાં અને મૂઆ પછી પણ અતિ ઉપયોગી પ્રાણીની લોકો બહુ ઓછી પરવા કરે છે એ જાણી મને નવાઈ લાગી. અમે તો તે પછી થોડા જ દિવસમાં બીજો શેળો શોધી લાવ્યાં છીએ અને એ અમારો અને ટીપુનો દોસ્ત બની ગયો છે.

# નોળિયો

ગ્રીષ્મ ઋતુને વિદાય કરીને વર્ષાએ પગલાં માંડ્યાં અને વાદળાંની ખેપો ચોતરફ આકાશમાં ચડીને મોટા પર્વતની લળી પડતી ખેપ પેઠે ઝળૂંબી રહી હતી. કાંડાપુર પાણી ખેતરોમાં ભર્યાં હતાં. તેવે વખતે વાદળામાં સંતાકૂકડી રમતાં કિરણોમાં નહાતાં અમે ખેતરને ફરતી વાડ કરી રહીને પાસે વહેતા નાનકડા વહેળામાં પગ ધોવા ઊતર્યા. મરડિયા પથ્થરને લીધે વહેતા પાણીના ઉછાળા અને નીચે પડતો ધોધ મધુર સંગીત ગાઈ આહ્‌લાદક વાતાવરણ ઉપજાવતાં હતાં. વરસાદના પાણીથી થતા પ્રતિબિંબે આકાશમાં સુંદર મેઘધનુષ્ય બનાવ્યું હતું. અમને બે ઘડી ત્યાં બેસવાનું મન થઈ ગયું.

નીરવ શાન્તિમાં હું ચોતરફ જોતો બેઠો હતો, એવામાં ભેખડના એક ખૂણે નાનકડી બખોલમાં ઉંદરના જેવું કાંઈક ડોકિયાં કરતું મને લાગ્યું ને એ કુતૂહલ જોવા હું ઊભો થયો ત્યાં તો નોળિયો ખળક કરતો એ બખોલ જેવા નાનકડા કાણામાંથી નીચે સર્યો. 'એ સાપ!' કહી હું ભાગવા જતો હતો ત્યાં મને મારી જોડે ઊભેલા દેવજીએ કહ્યું: 'એલા સાપ નથી, આ તો નોળિયો છે!' ને મને

નિરાંત વળી. હું પછી તો એ બધાની સાથે ઊભો રહી જોવા લાગ્યો, પણ નોળિયો તો અમને ભાળીને પાછો દરમાં જતો રહ્યો.

નોળિયાને ખૂબ જ નીરખીને જોવાનું મને મન હતું એટલે અમે બન્ને છુપાઈને જોવા લાગ્યા. ઘડી બે ઘડી નહિ થઈ હોય ત્યાં તો નોળ ( માદા ) નીચે ઊતરી અને તેની પાછળ ધીમે ધીમે એનાં બચ્ચાં પણ ઉપરાઉપરી ડોકિયાં કરવા લાગ્યાં. મારી કતૂહલ વૃત્તિ વધતી ગઈ. ને પછી તો નોળે એ બધાંને મોંમાં ઘાલી નીચે લાવવા માંડયાં. મેં બિલાડીને ઉંદરને પકડી જતાં જોયેલી એટલે મારાથી ભયમાં ચીસ નંખાઈ ગઈ ને હું કંપી ઊઠયો. પણ દેવજી તો પીઢ અને અનુભવી હતો. એ તો કહે: ‘એમાં શું ? બિલાડી બચોળિયાં ફેરવે છે એમ આ નોળે પણ પોતાનાં બચ્ચાંને મોંમાં ઘાલીને ઉપાડયાં છે. એ કંઇ એને મારી નહિ ખાય !’ ને હું શરમાઈ ગયો.

નોળ બધાંય બચ્ચાંને વારાફરતી નીચે લઈ આવી ને એમને ધવરાવવા લાગી. નવી દુનિયામાં પગ મૂકયો હોય એમ એ બચ્ચાંઓનો આનંદ ઊભરાઈ જતો હતો. ધાવ્યા કરતાં નવું નવું જોવામાં એમને વધુ પડતો આનંદ પડતો હતો અને બાળકોને પહેલવહેલાં મેળો કે કોઈ નવીન ચીજ જોતાં આનંદ થાય છે ને ખાવાનુંય ગમતું નથી એમ એ બધાં ચોમેર દોડાદોડ કરવા લાગ્યાં હતાં.

નોળ એ જોઈને હરખાતી હતી, એવામાં એણે ચારે પગે કૂદકો માર્યો ને લાંબે પગે છલંગો નાખતી પાસેના ખેતરમાં દોડી ગઇ. હું તો જોઈ રહ્યો. મને લાગ્યું કે અમને

જોઈને એ નાસી ગઈ. હવે બચ્ચાંઓનું શું થશે ? સમળી ઉપાડી જશે તો ? પણ એટલામાં તો કીડી મંકોડીથીયે વધુ તીવ્ર ઘ્રાણેન્દ્રિયવાળી નોળ દોડતી પાછી આવી. એણે એના મોંમાં નાનકડું સસલાનું બચ્ચું ઉપાડ્યું હતું. સસલું લાવીને એણે બચ્ચાં પાસે મૂક્યું. સસલું મરી ગયું હતું. ત્યારે જ હું સમજ્યો કે બચ્ચાં અને ભક્ષને પકડવામાં અને ઊંચકવામાં બહુ ફેર છે. એના એ જ દાંત વડે બિલાડી ઉંદરને પકડે છે અને બચોળિયાંને ઊંચકે છે, પણ ઉંદર મરી જાય છે ને બચોળિયું કિલ્લોલતું હોય છે. પોતાનાં ને પારકાંનો આટલો ફેર !

આ રૂના દડા જેવાં સફેદ નાનકડાં સસલાને જોઈને બચ્ચાં તો આનંદથી કૂદાકૂદ કરવા લાગ્યાં. માએ સસલાને ફાડી નાંખ્યું અને અન્નપ્રાસન વિધિ કરાવ્યો. બચ્ચાંઓ તો ખાવા કરતાં કૂદવામાં વધુ મજા માણતાં. ત્યાં તો અમને હાક મારી કોઈ બોલાવતું હોય એમ અમને લાગ્યું ને અમે ઘર તરફ વળ્યા, પણ મારું મન તો હજુ એ જોવા તલસતું હતું, એટલે મેં દેવજીને પૂછી પૂછીને એનો દમ કાઢી નાખ્યો.

દેવજીને તો જાણે બધું જ્ઞાન હોય એમ એણે ધીમે ધીમે મને કહેવા માંડ્યું: 'નોળ વરસમાં ચાર ચાર વખત વિયાય છે અને કૂતરીનાં કુરકુરિયા જેમ નવ દિવસ આંધળાં રહે છે તેમ આ બચ્ચાં એક મહિનો આંધળાં હોય છે ત્યાંસુધી નોળ એમને ધવરાવે છે અને મહિનાક દિવસ પછી જ્યારે તેઓ દેખવા માંડે છે કે તરતજ નવી દુનિયાના તેજમાં નવું નવું જોવા તેઓ ગાંડાતુર બની જઈ બખોલના મોઢે

કૂદકિયાં કરવા માંડે છે, એટલે પોતાનું દર કોઈ જોઈ ન જાય એ બીકે બચ્ચાંઓને એ નીચે ઉતારી પોતાની જોડે જ ફેરવવા માંડે છે. આજે એ રીતે જ એણે એમને નીચે ઉતારી ખવડાવ્યું અને હવે તો એ હંમેશાં એમને પોતાની સાથે જ ફેરવવાની.'

મને તો નવાઈનો પાર ન રહ્યો. પછી તો હું હમેશાં ઘર-કામથી પરવારું કે તરત જ એ વહેળાને કાંઠે જઈને બેસતો. નોળ પોતાના પરિવારને લઈને એટલામાં ફરતી જ હોય. નાનાં જીવડાં, દેડકાં, માછલાં કે પક્ષીઓનાં ઈંડાં લાવી લાવીને તે બચ્ચાં પાસે ધરતી હોય ને ખાવાને હેવાયાં કરતી હોય. એક અઠવાડિયામાં તો મને તે દિવસે જોયેલાં બચ્ચાં આ નહિ જ હોય એમ લાગ્યું. તે દિવસે તો એ નર્યાં ઉંદર જેવાં લાગતાં પણ અત્યારે તો એને રુંવાટી આવી હતી અને આછો કાળો રંગ ઘેરાશ પકડતો થયો હતો. પેટાળ તો ખાસ્સુ મજાનું રૂના દડા જેવું સફેદ હતું.

બીજું અઠવાડિયું વીત્યું ને પછી તો એ બચ્ચાં એકલાં રખડવાં લાગ્યાં, પણ નોળિયો કે નોળ એમાંથી એકેય સાથે ન મળે. આટલાં દોઢ મહિનાનાં બચ્ચાં પોતાનો શિકાર પોતાની મેળે જ શોધી લેતાં હતાં અને દોડાદોડી કરી મૂકીને પોતાના પગને મજબૂત બનાવતાં હતાં. આ બચ્ચાંઓને દોડાદોડ કરતાં જોઈ મનેય આનંદ અને નવાઈ લાગતી હતી.

બચ્ચાં અઢીક મહિનાનાં થયાં ને એમના સ્વભાવમાં પણ ફેર પડવા લાગ્યો. શરૂઆતમાં બચ્ચાં પોતાની ક્ષુધા-તૃપ્તિ કરવા માટે જ શિકાર કરતાં, પણ હવે તો તેઓ

પોતાની કળા ઉપર કાબૂ મેળવવા માટે, પોતાના જોર અને બળ ઉપર મદાર બાંધવા માટે, પોતાની ઘ્રાણેન્દ્રિયની પરીક્ષા માટે અને બીજાઓ કરતાં પોતાની સરસાઈ બતાવવા માટે શિકારનો સોથ વાળી નાખતા. આ ઉપરથી મને લાગતું કે અઢી મહિનાનું બચ્ચું પોતાનો ખોરાક મેળવવા સ્વતંત્ર અને આપણે અઢાર વરસના યુવાન હજુ માબાપ ઉપર આધાર રાખીને કાં બેસી રહેતા હઈશું?

ત્રણેક મહિના તો જોતજોતામાં વીતી ગયા. એક દિવસ સાંજે હું હંમેશના નિયમ મુજબ ગયો પણ આજે તો કોઈ બચ્ચું ત્યાં દેખાયું જ નહિ. હું તો મોડી રાત સુધી બેઠો પણ કોઈ ફરકયું જ નહિ. હું હતાશ બની ગયો ને આવીને દેવજીને બધી વાત કહી.

દેવજી તો એ સાંભળીને હસે જ ને! એ તો કહે: ‘ત્રણ મહિનાનો નોળિયો હવે તો માબાપને આશરે રહેવા હકદાર નથી. છ મહિનાનો શેળો જેમ પોતાનું ઘર શોધી લે એમ ત્રણ મહિનાનો નોળિયોય પોતાની જાતે સ્વતંત્ર ઘર કરવાનો. નોળ હવે બીજી વખત બચ્ચાંને જન્મ આપશે. જો ત્રણ મહિને રજા ન આપે તો દર વખતે ચાર પાંચ બચ્ચાંને જન્મ આપતી નોળ બાર મહિનામાં કેટલાંક બચ્ચાંની સંભાળ રાખે? અને એ બધાંને રહેવા જેવડી બખોલ પણ ક્યાંથી હોય? વળી મોટાં બચ્ચાં વારંવાર દરમાં આવે ને કોઈ દર જોઈ જાય તો દરમાં પડેલાં મહિનાથીયે નાનાં આંધળાં બચ્ચાંની શી વલે થાય? એટલે ત્રણ મહિનાનાં થતાં તો માબાપ એમને રસ્તે જ પાડી દે છે. એનાં માબાપને એમની સાથે રહેવું ગમતું નથી અને

એ રીતે શેળો જેમ બીજાની હાજરી સહન કરી શકતો નથી એમ નોળિયો પણ પોતાની સાથે પોતાનાં ભાઈ-ભાંડુઓનો સહવાસ ભોગવી શકતો નથી.'

અને મને એ અનુભવ લેવાનું મન થઈ આવ્યું. બીજે દિવસે હું વહેલો ઊઠીને વહેળાને કાંઠે ફરવા ગયો. ત્યાં ઘણે છેટે એ નોળિયાનાં બચ્ચાંનું લંગર દોડાદોડ કરતું મેં જોયું. હું તો રાજીનો રેડ થઈ ગયો. બધાંય બચ્ચાંને મેં ઉપાડીને ટોપલીમાં નાખ્યાં ને ઘેર ઉપાડી લાવ્યો.

ખેતરની વાડમાં ઉંદરોનું બહુ જોર હતું ને મોલ ધીમે ધીમે ઊગતો જતો હતો. લીલીછમ ચાદર ખેતરમાં પથરાઈ ગઈ હતી એટલે આ બચ્ચાં તો એની વચ્ચે લપાતાં-છુપાતાં ઉંદરનો શિકાર કરતાં અને કોઈ કોઈ વખત નાનકડાં સફેદ સસલાં ધરો ખાવા આવ્યાં હોય એને પાછળથી જઈને બચકું ભરીને મારી નાખતાં. ઝાઝા હાથ રળિયામણાં મુજબ પહેલાં તો તેઓ એકબીજાની મદદથી શિકાર કરતાં પણ પછી તો ઝાઝા મોં અદીઠ થઈ પડ્યાં. ઝાઝો ખોરાક અને થોડી મહેનત માટે કુદરતી રીતે બને છે તેમ અંદરો-અંદર કંકાસ વધ્યો ને પોતાના બળની અજમાયશ તેમણે પોતાના કુટુંબમાં જ શરૂ કરી. બે જણે ત્રણને મારી નાખ્યાં ને એ બાકી રહેલાં બેય એકબીજા તરફ અણવિશ્વાસની નજરે જોવાં લાગ્યાં. આમ દરિયામાં રહેવું અને જળચર સાથે વેર કેમ પાલવે ? બન્નેએ પોતપોતાનું ફોડી લેવાનો ઇરાદો કર્યો ને બન્ને જુદા પડી ગયા. આમ બધાંની હૂંફમાં પોતાના બળને કેળવી રહેલો નોળિયો એકલો અટૂલો થઈ ગયો; પણ એમની જાતિની પરંપરા મુજબ એને કાંઈ

અણગમો આવ્યો નહિ અને ધીમે ધીમે એ ટેવાઈ ગયો.

પછી તો એ યુવાવસ્થાના કેફમાં આવી ગયો. માથું, ગરદન, પૂંછડી ને આખુંયે શરીર ભૂખરા રંગનું દેખાવા લાગ્યું—મોઢું ને પેટાળ ધોળા ધોળા શંખલા જેવાં. રૂના પોલ જેવો સુંદર લાગતો દશ ઇંચ લંબાઈનો નોળિયો એની નવ ઇંચની બહેન કરતાં ઇંચેક વધારે લાંબો હતો; પણ દેખાવે મોટો અને બહાદુર દેખાતો. બાપદાદાની બહાદુરીનો વારસો લઈને અવતર્યો હોય એમ એ બાપ કરતાં સવાયો પરાક્રમી નીવડ્યો. એણે નાક અને આંખની મદદથી શિકાર શોધવાની અને મેળવવાની યુક્તિઓ લડાવવા માંડી હતી એમ ન હતું, પણ ગમે તેવા ઊંડા પાણીમાં પણ એ એક સુંદર તારાની પેઠે તરતો ને ડૂબકીઓ ખાઈને પણ ત્યાંથી એ શિકારને કાંઠે ખેંચી લાવતો.

એની કળામાં એ પાવરધો થતો જતો હતો. ચાસ અને તેની અંદરનાં દરોનો એ ભોમિયો થઈ ગયો હતો. નાસી છૂટતાં સસલાની પૂંઠ એ ભાગ્યે જ ચૂકતો. શરૂઆતની જિંદગીમાં પોતાના બળ ઉપર મદાર બાંધી જીવન જીવવા તૈયાર થયેલા નોળિયાને આત્મબળના વિશ્વાસે જીવન વિકાસ કરતાં વાર લાગી નહિ. અત્યારે તો એ તદ્દન બદલાઈ ગયો હતો. પહેલાંના અજાનને બદલે એ પાવરધો, અશક્તિને બદલે કૌવતવાળાં ભરાઉ માંસલ અંગો અને રૂપરંગે સાવ બદલાઈ ગયેલો નોળિયો એના રહેઠાણેથી પણ ફરી ગયો હતો. એના અંગો વિકસ્યાં એ સાથે એની આખી જિંદગી અને જીવન ફરી ગયાં હતાં.

વસંત ઋતુના ઠંડા ચમકારા પડતા હતા અને સૂર્યના

ઊગતાં કિરણો ગલીપચી કરી ટાઢને ઉડાડવા મથતાં હતાં. નોળિયો પણ ઠંડી ઉડાડવા ઊગતા સૂર્યનાં કિરણોમાં હૂંફાળો બનવા ચોમેર ઘૂમતો હતો. લોહી પીવા માટે એ અકરાંતિયો નહોતો બનતો, પણ બિલાડી જેમ ઉંદર મારતા પહેલાં એની સાથે ગેલ કરે છે તેમ આને પણ ગોળ ગોળ ફરી, કૂદી, દોડીને શિકારને અધમૂવું કર્યા પછી જ એનો ભક્ષ કરવાનું ગમતું. ઝીણી માછલી જેમ દરિયામાં ગોળ ગોળ કૂદડી ફરીને ચક્કરડી ભમરડી રમે એમ એ પોતાની પૂંછડી સાથે ગેલ કરતો, ગોળ દડા પેઠે રમતો થાકી જતો ત્યારે થોડી વખત વિસામો લેતો; વળી આગલા પગ પછાડતો, પાછલા પગ ઉછાળતો અને આખો દેહ જમીન ઉપર પટકી પટકીને ઝીણી ઝીણી ચીસો નાખી જીવન કંટાળી ગયું હોય એમ એ બેહોશ બની જતો. બીજા પ્રાણીઓ એની યુક્તિ સમજતા નહિ, પણ આ બધા ઢોંગ હતા એમ આપણને તરત જ ખ્યાલ આવી જતો.

અચાનક એક છલંગ મારીને એ કૂદી પડ્યો અને દૂર-દૂરથી પવનની લહરી સાથે કાંઈક ગંધ આવી હોય એમ લાગ્યું. એ ઠેકડા મારતો ને ઊછળતો પૂરપાટ ધસી ગયો. મૃગજળ દેખી તૃષાતુર હરણાં ફાળ મારે જાય અને ખારોપાટ દેખી હતાશ બની જાય એમ નોળિયો માર્ગ ભૂલ્યો. ગંધની બાજુ બદલાઈ અને એ સજાગ થઈ ગયો. એ ચોમેર ડોળા ઘુમાવવા લાગ્યો. એનામાંથી રમતિયાળપણું જતું રહ્યું અને ભુખાળવા વાઘ જેવો એ વિકરાળ બની ગયો. ત્યાં તો તેણે ભક્ષને ભાળ્યું ને છલંગ મોઢે હડી કાઢી. એણે વાડની ઓથે લપાયેલા સસલાની ગરદન પકડી, ને નસ ખેંચીને એક દાદુડી



ભરાવતાં ચસ ચસ લોહી પીવા લાગ્યો. એ ઘૂંટડા પીધા ન પીધા ને પાછો ખસી ગયો. એજ ઘૂંટડામાં સસલાનું આખું જીવન પૂરું થઈ ગયું. નાનાના ભોગે મોટાઓનાં જીવન વિકસતાં હોય એમ નથી દેખાતું ?

આખાયે દિવસમાં નોળિયો આવા કેટલાયે શિકાર કરે છે, પણ ખાવાનું તો એક જ ભક્ષ; બાકીનો શિકાર એ એને મન ગમ્મતનો વિષય બની ગયો હોય છે. શિકારની ગંધ ઊપડે, શિકાર એને દેખે ને એના પગ ભાંગી જાય; જાણે હરીફાઈ રમાતી હોય એમ પૂરપાટ દોડી જાય—એક જીવવા, બીજો મારવા. છેવટે શિકારી શિકારને આંબી જાય, ઉપર છલંગો મારે, ગેલ કરે, ખેલે ને કાન પછવાડે બચકું ભરી નસ તોડી નાખે. આ એનો કાર્યક્રમ. આળસ કે થાક તો એને દેખાય જ નહિ.

સાંજના નમતા પહોરે એક વખત એ પોતાની પ્રિયતમાને રીઝવતો ચાલ્યો આવતો હતો. નવયુગલનું એ પહેલું સંવનન હતું. અચાનક ચેતુકાળ નોળિયો થંભ્યો ને ધીરે રહીને પડખેના ઝાડની બખોલમાં સરી ગયો. નોળ એને અનુસરે તે પહેલાં તો ધડ અવાજ થયો. કોઈ શિકારીની બંદૂકમાંથી છૂટેલી ગોળીએ નોળના દેહને ઉછાળ્યો ને સુંદર અને નમણી દેખાતી નોળ તરફડીને ઠરી ગઈ. શિકારીની નેમ તો હરણ ઉપર હતી, પણ હરણ છટકી ગયું. ગોળી નોળનો પ્રાણ લઈને ઝાડના થડમાં પેસી ગઈ; પણ શિકારીને એની ખબર પડી નહિ, ને એ તો હરણને છટકી ગયેલું જોઈ ચાલ્યો ગયો. જીવનના હોંસીલા નોળિયાએ જીવ બચાવવા નાસતી વખતે નોળની દરકાર ન કરી, પણ લપાઈ ને જોયા કર્યું. શિકારીને અદૃશ્ય થયેલો જોયો એટલે તે લપાતોછુપાતો બહાર આવ્યો, અને પોતાના દર પાસે જ આ બન્યું હોવાથી એને ચિંતા થઈ. ડોશી મરી જાય એનો ભય ન હતો પણ જમ ઘર દેખી જાય એનો એને ઊંડો વસવસો હતો. એણે ધીમે ધીમે ડગલાં ભર્યાં ને એની માએ એને બખોલમાંથી નીચે ઉતાર્યો હતો એ સ્થિતિ યાદ આવી. એણે નોળ પાસે જઈ એને સૂંઘી ને પછી તરત જ બિલાડી બચોળિયાંને ઊંચકીને ભાગે એમ એણે નોળને પોતાના મજબૂત જડબામાં ઊંચકી લીધી ને ક્યાંડી કાઢીને એ નાઠો. દૂર દૂર સસલાંની બખોલમાં તેને મૂકી પડખે ધૂળનો ટીંબો હતો તેના વડે દર પૂરી દીધું. નોળને એના જીવન-સોબતીએ દફન કરી ને બે દિવસ એ પોતાનું ઘર છાંડી ગયો—એની નજીક પણ ઢૂંકયો

નહિ : રખેને પેલો શિકારી આવી ચડે તો!

એનાં પરાક્રમ તો ઉંદરોને પકડી પાડવા કે નદીકાંઠે માછલાં મારવા કે બગભગત બની બેઠેલાં ટીડોડા ઉપર છલંગ મારી એમનાં લોહી પીવામાં પૂરાં થતાં નહિ, પણ ઘણી વખત એ પોતાના કરતાં વધારે બળવાન પક્ષીઓ ઉપર પણ લપાતોછુપાતો ધસી જઈ તેનું ગળું તોડી નાખતો—લોહીનો ઘૂંટડો ઉતારી દઈ માથું ઠોલી ખાતો. આમ ઘણીએ વખત આવા સાહસો ખેડતાં એને વધુ સાવધ અને ચપળ રહેવું પડતું. ભૂલેચૂકે બાજની નજરે ન ચઢાય એ એની તકેદારી હતી. કૂતરું કે બિલાડી જુએ તો લપાઈ જવામાં એ ચેતુકાળ હતો અને ઊંઘ આવતી ત્યારે ઘણી વખત જમીનમાં કે ભીંતમાં બાકું શોધી કાઢતો અને ગૂંચળું વળીને સૂતો. ભૂલેચૂકે કોઈ રખડતો સ્ટોટ (Stoat) આવી ચઢતો તો તેને પોતાના સગા ભાઈ જેટલા હેતથી પડખે સુવાડતો અને બન્ને એકબીજાની હૂંફમાં માથા ઉપર માથું નાખીને પડ્યા રહેતા. બન્ને દેખાવે સરખા લાગતા પ્રાણીઓ નથી મિત્રો થઈ શકતા, કે નથી દુશ્મનાવટ ખેલી શકતા—એકબીજાના બળથી માહિતગાર હોય એમ બન્ને એકબીજા સાથે આંખ આડા કાન કર્યે જ જાય છે.

સવારમાં હું બેઠો બેઠો દાતણ કરતો હતો. મારું ધ્યાન સામે રમતા કૂકડા તરફ હતું. ત્યાં તો દેવજીએ બૂમ પાડીઃ 'પેલો નોળિયો ચઢે!' ને મેં જોયું તો નોળિયો થડ ઉપર સડેડાટ ચડી ગયો અને જોતજોતામાં ઝાડની ઘટામાં આછા આછા દેખાતા માળા પાસે પહોંચ્યો. ચીસો નાખતાં પંખી ઊડી ગયાં ને મજાના એક ઇંડાને એણે

ઉપાડ્યું. પોતાની હડપચી નીચે ઈંડાને દાબીને પાછે પગે એ નીચે ઊતર્યો ને ઈંડું લઈ નાસી ગયો. દેવજી કહે કે બાપદાદાના વારસામાં આ ગુણ એને ગળથૂથીમાં પાયો હોય છે.

અમારા વાડામાં નોળવેલનો વેલો હતો એને અમૃત જેવાં ફળ બેઠાં હતાં. નોળિયાનું એ પ્રિય સ્થાન હતું. ત્યાં એ હંમેશાં પડ્યો ને પાથર્યો જ રહેતો. સાંજે દેવજી નોળિયાને ત્યાંથી ઉપાડી લાવ્યો એટલે એ મારા ખાટલાની આસપાસ ફરવા લાગ્યો અને પછી શાંત થઈને બેઠો.

અચાનક ખાટલા તળે લપાઈને બેઠેલો નોળિયો ઊંચું માથું લઈને ભાગ્યો ને અમે જોઈએ તો કોઢના ખૂણામાં ફેણ માંડીને લડતા સાપ સામે એ પગ પછાડતો હતો. નોળિયે હલ્લો કર્યો, ને સાપે ફેણ પછાડી કે તરત જ ઠેકડો મારીને નોળિયે માથામાં નહોર ભરાવ્યા ને ખંપાળી ઉઝરડી નાખે એમ લોહીનાં ટશિયાં આવ્યાં. સાપે ફેણ પછાડવા માંડી ને નોળિયે દોડી જઈ ગળું છૂંદી નાખ્યું. સાપ બેહોશ થઈને પડ્યો. ઘડીના છઠ્ઠા ભાગમાં ઝેરી સર્પનો એણે અંત આણ્યો.

નોળિયાને હવે તો ખૂબ મજા પડતી. બાજ કે ઘુવડ સિવાય એને કોઈની બીક લાગતી નહિ. બાજના પંજા-માંથી બચવું એ તો સાક્ષાત્ યમરાજની આંખમાં ધૂળ નાંખવા જેવું હતું; એટલે એ ભાઈસાહેબ કદીએ એવા કપરા સંજોગોમાં મુકાવા તૈયાર ન હતા.

પોતે ખેડૂતને રાહત આપે છે એમ એ માનતા. અમને લાગતું કે એ જેટલું પાકનું રક્ષણ કરે છે એથીયે વધુ તો પ્રાણીઓનો શિકાર કરીને અમારી લાગણી દુઃભવે

છે. મારા કેટલાય પાડોશી મિત્રો એનો અંત લાવવા મથતા ને ઘણી વખત નોળિયો તોફાની મટી જઈ ઓશિયાળો બની લપાઈ રહેતો. માણસની આંખ ઓળખવામાં એ ખંધો હોય છે, પણ વય વધતાં એનામાં બડાઈખોરપણું આવે છે કે એનો કાળ એને ગર્વિષ્ઠ બનાવે છે તે કોણ જાણે, પણ એ જિંદગીને વિષે બેપરવા તો જરૂર બની જાય છે.

સૂર્ય ભગવાન આખા દિવસના થાકીને ભાંગલ પગલે ઘર તરફ વળ્યા ને ઉઝરડાઈ ગયેલા પગમાંથી લોહીનાં ટશિયાં દેખાય એમ ડૂબતાં ડૂબતાં એમનાં અંગમાંથી લોહીના છાંટા ઊડયા હોય એમ નભમાં લાલાશનાં તલકાં દેખાયાં. અર્ધઊંઘમાં પડેલા નોળિયાના કાને અવાજ આવ્યો ને એણે ઊંચું જોયું. સામેની ભેખડ ઉપર ઊભો રહી હાથમાં જંતરડો ફેરવતો વાઘરી એણે ભાળ્યો ને બમ્મમ્ કરતા છૂટેલો પથ્થર ઉપરની ઝાડની ડાળ સાથે ભટકાણો. ત્યાં તો ઉપર બેઠેલું પારેવું તરફડતું નીચે પડયું ને એને ઉપાડી ભુખાળવો નોળિયો દર તરફ ભાગ્યો, પણ આજે એના કાળનાં એને નોતરાં હતાં. વાઘરીનો જંતરડો છૂટયો ને ગોળી જેવો પથ્થર એના મૂંડામાં અથડાયો. તીણી ચીસ નાખતો એ ઢળી પડયો. ચારે પગ ઊંચા થઈ ગયા ને રૂના પોલ જેવો દડો લાંબો થઈ પડયો હોય એમ એ ધરણીને ખોળે ઢળી પડયો.

જાસૂસ પેઠે લપાઈને જોવાની ટેવવાળો નોળિયો કાળના આકર્ષણે મૃત્યુના મુખમાં દોડી ગયો. કાળ કોઈને મૂકતો નથી એમ માની નોળિયાને અમે કાળના પંજામાં ઝડપાઈ ગયેલો જોઈને આંસુ સાર્યાં.

# સસલું

**લીલાછમ** જેવા ખેતરમાં પવનમાં લહેરા ખાતા ઘાસની વચ્ચે શાંતિથી કાંઈક ધીમે ધીમે આગળ ચાલ્યું આવતું હતું. ઘાસમાં સળવળાટને લીધે ખખડાટ થતો ન હોત તો અંદર કશું છે એમ કોઈયે કહી શકત નહિ. સાંજના વખતે નમતા સૂર્યની આતાપનામાં એક નાનકડું, પલાંઠી વાળીને, ખૂંધ કાઢેલું, પરવાળાના મણકા જેવી આંખો ફેરવતું ભૂરા રંગનું સસલું વાડની અંદર ઢંકાયેલા કોઈ લપાતાછુપાતા દુશ્મનના હલ્લાથી પોતાની જાતનો બચાવ પૂરેપૂરો થઈ શકે એટલે ખેતરમાં વીશેક વાર દૂર બેઠું હતું. કોઈ પણ જાતનું હલનચલન કર્યા વગર જાણે પ્રતિમા બેઠી હોય એમ અર્ધા કલાકથી તે બેઠું હતું આ સસલાં તરફ લીલા લાંબા ઘાસમાં છુપાયેલું બીજું પ્રાણી ધીમે ધીમે અવાજ કર્યા વગર લપાતુંછુપાતું આગળ ધસ્યે આવતું હતું.

ઘાસમાં થતો સળવળાટ થોડા વખતમાં બંધ પડી ગયો. નીરવ શાંતિ ફેલાઈ ગઈ. લપાતું પ્રાણી લગભગ બે વારને છેટે આવી પહોંચ્યું હતું અને હલ્લો કરવાની તૈયારીમાં હતું. ઘાસ હવે આગળ ન હતું તેથી એ લપાતાછુપાતા

પ્રાણીને આગળ વધવાનું સાધન ન હોવાથી, તેને હલ્લો કર્યા વગર છૂટકો જ ન હતો.

પણ સસલું અચાનક ફરી બેઠું. તે એટલી સફાઇથી અને ઝડપથી ફર્યું કે કોઈને ભાગ્યે જ ખબર પડે. તે આઘુંપાછું ફૂદયું ન હતું; પણ પોતાના મોઢાંની જમણી



બાજુએ પડખું ફર્યું હતું, છતાં જાણે ફર્યું જ ન હોય એમ પલાંઠી વાળીને તે પહેલાંની પેઠે જ બેઠું હતું. તેની ભયભીત થયેલી આંખો ચકળવકળ કરતી હતી. તેનામાં ચપળતા આવી ગઈ હતી. તેની મૂછોના વાળ ફરકતા હતા અને ચોતરફથી આવતા ભયના ભણકારા તેના કાનમાં સંભળાયે જતા હતા.

અસહ્ય ગંધને લીધે આવતા ભયની એને જાણ થઈ ગઈ હતી. આ ગંધ એ ભયંકરતાની નિશાની હતી. દુશ્મને પવનની ઉપરવાસ દેખાવામાં ભયંકર ભૂલ કરી હતી

અને તેથી સસલાંએ પોતાની પૂંઠ આવતા પવન તરફ કરી હતી; કારણકે એની ગંધ ઉપરથી દુશ્મન કેટલે છેટે છે એની એને ખબર પડતી, તેની આંખો બાજુએ જ વધારે જોઈ શકે છે અને તેનું ધ્યાન પછવાડેથી આવતી ગંધ પારખવામાં ચપળ હોય છે, એટલે આગળથી થતા હલ્લાની એને બિલકુલ ખબર પડતી નથી. કોઈ પણ શિકારી પ્રાણી શિકારની ઉપરવાસના પવને દેખાવા જેવી ભૂલ કરેજ નહિ, પણ આને છુપાવાને બીજી જગ્યા ન હોવાથી એમ કર્યા સિવાય છૂટકો જ ન હતો. સસલું પણ સાવધાન બની બેઠું અને આવતી ગંધ એને દરેક હિલચાલની આગાહી આપતી હતી.

શિકારીને હવે પ્રચ્છાદનની જરૂર જ નહોતી. એની પરવાળાં જેવી આંખો ફેરવતું નોળિયાની જાતનું એ પ્રાણી હતું. એ દેખાવે સુંદર અને મજબૂત હતું. ચોખ્ખાઈ અને શોખ ઉપરથી તે ફાંકડું લાગતું, છતાંય પોતાના શિકારના ધંધામાં ખૂબ જ પાવરધું હોય એમ દેખાઈ આવતું. પોતાનું માથું ઊંચું કરીને તેણે ડોક લંબાવી અને પળવાર સસલાં તરફ તાકીને બેસી રહ્યું. સસલાએ સમયસૂચક બનીને પોતાનું મોઢું ફેરવ્યું અને શિકારીને ધારી ધારીને જોયું. એમાંથી એકકેએ ભય, ઉશ્કેરાટ કે તોફાનનાં ચિહ્નો બતાવ્યાં નહિ. છેવટે દુશ્મને દોડીને ધસારો કર્યો; પણ એ ધસારો બરાબર ગુસ્સાનો ન હતો. જેમ બે કુસ્તીબાજો પહેલી વખત આનંદથી મળવા હાથ મિલાવે એ રીતે તદ્દન ધીમો અને કોઈ આનંદની ધ્રુજારી અનુભવે એવો બાજુનો ધસારો હતો. આવા ધસારા ખાળવાનું કોઈનેય મુશ્કેલ પડે નહિ.

આપણે ઘણી વખત સાંભળીએ છીએ કે જ્યારે નોળિયાઓ સસલાં ઉપર હલ્લો કરે ત્યારે ભયને લીધે સસલાંનાં બધાં અવયવો ખોટાં પડી જાય છે અને દોડવાની શક્તિ તેનામાં રહેતી નથી; એ રીતે સસલાનું પણ પોતાનું આખું અંગ ખોટું પડી ગયું હોય તેમ હાલ્યાચાલ્યા વગર જડ જેવું બની બેસી રહ્યું.

દુશ્મન છ ઈંચ દૂર જેટલે લગોલગ આવી પહોંચ્યો અને પછી તો જાણે પસ્તાયો હોય તેમ ઠરી ગયો; પરંતુ આ તેની ચાલબાજી હતી. તે તરત જ પૂંઠ તરફ મરડાયો અને પાછળથી હલ્લો કર્યો. પહેલાંના શાંત બેઠેલા સસલાએ તેને પાટુઓ મારી; પરંતુ ભયભીત સસલું હાલીચાલી શકે નહિ એમ એને ભયભીત બનાવી તેની ગરદન ઉપર બચકું ભરવાને નોળિયો લલચાયો.

નોળિયાની જાતનાં બધાંય પ્રાણીઓ આવી જ રીતે પાછળથી આવીને માથાના ઉપલા ભાગમાં ગરદન ઉપર બચકું ભરે છે. આ બચકું એવું તો ભયંકર હોય છે કે ગમે તેવા નાના કે મોટા, નબળા કે મજબૂત પ્રાણીને ભરાયું હોય તો તેને આ સંસારમાં રહેવાની બહુ ઓછી આશા રાખવી. તે જવલ્લે જ બચે. આ બચકું એટલું બધું પ્રાણઘાતક હોય છે કે વીજળી પેઠે પળવારમાં આખા શરીરને જડ જેવું કરી નાખે છે. જીવ હોય છતાંય હાલવાની શક્તિ રહેવા દેતું નથી અને જો દંશ ઊંડો ન હોય તો આજુબાજુ થોડો વખત દોડવાની શક્તિ રહે છે, પણ જેવી એ ઝેરની અસર મગજમાં પહોંચે છે કે તરત જ રામ રમી જાય છે. આ એક વૈજ્ઞાનિક અને ચમત્કારિક

દંશ છે. નોળિયાને આ ઝેર એના બળના પ્રમાણમાં પૂરે-પૂરું હોય છે અને સ્ટોટ (stoat)ને તેના શરીરના બંધારણ મુજબ ઉશ્કેરાટવાળું હોય છે.

જેવો જ એ બચકું ભરવા સસલાંની ઉપર તલપ્યો કે તરત જ સસલું ચારે પગે કૂદ્યું. પાછલા લાંબા પગની



પાટુ તેના પેટમાં મારીને એને દૂર ઉછાળી મૂક્યો અને જાણે કાંઈ બન્યું જ ન હોય એમ તેની તરફ મોઢું કરીને શાંતિથી પહેલાંની પેઠે બેઠું. કદીયે ન સાંભળ્યો કે ન જોયો હોય તેવો આ અણધાર્યો અને આશ્ચર્યકારક પરાજય હતો.

સસલાંના પાછલા પગો લાંબા અને ઘણા મજબૂત હોય છે, એટલું જ નહિ પણ કાંગારુની પેઠે એ એમનું સુંદરમાં સુંદર હથિયાર છે, પણ તેમના દુશ્મનોના સદ્‌ભાગ્યે ઘણાંખરાં સસલાંઓને એમના આ હથિયારની કલ્પના આવતી નથી. આ સસલાંએ ઉપયોગ કર્યો એવો ઉપયોગ

કોઈ સસલાંએ કર્યો હોય એવું હજુ સુધી તો જાણવામાં આવ્યું નથી, છતાંય આ સસલાંને જે હથિયાર હાથ આવ્યું તેનો ઉપયોગ તે હવે જરૂર કરવાનું જ અને તેથી દુશ્મનોના હલ્લા વખતે ભયભીત નહિ બની જતાં અણીને વખતે એ જરૂર બચાવ શોધવાનું.

આથી પોતાની જિંદગીમાં પોતાને આમ હરાવીને દૂર ફેંકી દીધો હોય એવું બન્યું ન હતું, થોડીવારમાં કળ ઊતરી ત્યારે તે સસલાં તરફ ટીકી ટીકીને જોઈ રહ્યો. બીજી પળે નામોશીભરેલું મોઢું તે બતાવી શક્યો નહિ અને લાંબી ફાળો ભરતો બીજી દિશામાં ઊપડી ગયો. જો કે તે પૂરેપૂરો મરદ હતો છતાંય અત્યારે તે ભૂખ્યો હતો: તેને ખોરાકની જરૂર હતી; એટલે લાંબી તકલીફમાં ઊતર્યા વિના બીજી જગ્યાએથી ખોરાક શોધી લેવા એ ઊપડી ગયો. પોતાનાથી ઓછાં બળવાળાં પ્રાણીઓ અને પક્ષીઓના શિકાર શિકારી પ્રાણીઓ કેમ કરે છે, એ કોયડો સહેજે ઉપરની વાતથી ઉકેલાઈ જાય છે.

જોરાવર માણસ પહેલી પળે જ જો શરતચૂકથી પટકાઈ પડે તો એ ગમગીન બની જાય છે ને ફરી લડવાની હિંમત ઓસરી જાય છે. એ રીતે પણ દુશ્મન નાસી ગયો હોય તો નવાઈ નહિ. સસલું થોડો વખત તડકાની રહાણે બેસી રહ્યું. તે ઠંડી ઉડાડવા આવ્યું હતું કે બીજા કોઈ કામે આવ્યું હતું તે કોઈ કહી શકે નહિ; પરંતુ થોડી વાર આરામ લઈને એણે પોતાનું નાક ધૂળમાં ઘસ્યું અને પછી કૂદવા માંડયું. સસલાઓ હમેશાં કૂદે જ છે: તેઓ ચાલી શકતાં જ નથી; કારણકે તેમના આગલા પગ ટૂંકા હોય

છે અને પાછલા પગો પ્રમાણમાં લાંબા હોય છે. આમ બન્ને પગો વચ્ચેના તફાવતને લીધે તેઓ ચાલવા માટેનું સમતોલપણું જાળવી શકતાં નથી અને તેથી લાંબી ફાળો ભરીને કૂદકા માર્યા વગર એમને છૂટકો હોતો જ નથી.

સસલાંઓની ઘ્રાણેન્દ્રિય બહુ તીવ્ર હોય છે. વાસ ઉપરથી કોઈ વસ્તુની શોધમાં હોય એમ એના વર્તન ઉપરથી જણાય છે. પંદરેક મિનિટ એણે આમ તેમ ફરીને સૂંઘ્યા કર્યું અને છેવટે ઘણે દૂર કોઈ વસ્તુની ગંધ એણે મહામુસીબતે શોધી કાઢી. આનંદમાં આવી જઈ એણે એ તરફ મોટી મોટી ફાળો ભરવા માંડી. રસ્તામાં એ વાસની દિશા બદલાઈ જાય અથવા તો સહેજ ખખડાટ થાય તો તે તદ્દન શાંત બની જતું, કારણકે સસલાંઓની આ રીત તો જન્મસિદ્ધ હકક જેવી હોય છે.

છેવટે એ પોતાનાં રહેઠાણ ઉપર પહોંચ્યું. એક ઝાડની બાજુમાં નાનકડું દર હતું. આ દર સસલાંનું હોય એમ ચોખ્ખું જણાય નહિ; કેમકે સસલાંઓના દરથી આ જુદી જાતનું હતું—ધૂળને બદલે ઘાસથી ઢાંકેલું હતું, પણ અંદરથી કાઢેલી ધૂળ બહાર પડી હતી; એટલે સસલાંના દરની આગાહી જરૂર થાય. આ દરને એક જ બારણું હતું. નોળિયાને આવાં ખુલ્લાં દર ગમતાં નથી, એટલે આવાં દરમાં રહેવાની ઇચ્છા કરતાં નથી અને તેથી સસલાનું એ દર સહીસલામત હતું. વળી આવી ખુલ્લી જગ્યામાં દર હોય એમ કોઈ માને પણ નહિ. પણ આ સસલો એનો ભોમિયો હતો અને પોતાની પ્રિયતમા સસલીનું જ એ દર હતું. અંદર પોતાનાં બચ્ચાં હતાં અને તે બધાં અત્યારે અંદર

હોય એમ લાગતું હતું; કારણકે દર અંદરથી ઠાંસી ઠાંસીને ભર્યું હોય એવું દેખાતું હતું.

સસલાંના વર્તન સંબંધી અનેક વિચિત્ર વાતો છે: તે અહીં ચોરી કરવાના ઇરાદે આવ્યો હતો. તેણે દરની અંદર પોતાનું નાક ખોસ્યું અને ધ્યાનથી ગંધ ઉપરથી પારખ્યું કે સસલી અંદર ન હતી, પણ આ ધારણામાં એ ભૂલ્યો હતો અને આવી ગેરહાજરીનો લાભ લઈ ખૂન કરવા ઉશ્કેરાયો હતો. દરમાં જઈને કંઈ પણ તકલીફ વિના પોતાનાં બચ્ચાંઓને છાનામાના મારી નાખવાં એ એની પ્રિય ગમ્મત હતી. સસલો આમ કેમ કરતો હશે, એમ આપણને સહેજે પ્રશ્ન થાય, પરંતુ દરેક સસલાંની લગભગ આવી જ રીત હોય છે.

સસલાએ ધીમેથી ઘાસ બાજુએ ખસેડ્યું અને અંદર પેઠો. હજુ તો માથું જ અંદર નાખ્યું ત્યાં તો અંદરથી ધીમો તીક્ષ્ણ ઘુરઘુર અવાજ સંભળાયો અને ધૂળ ઊડવા લાગી. અવાજ ધીમે ધીમે વધતો ગયો અને છેવટે કટોકટીનો સમય આવી પહોંચ્યો. સસલી ઝનૂની બની અને બટકાં ભર્યાં, ઉઝરડા કર્યાં, ઢૂંઘો, પાટુઓ મારી, ધકેલ્યો અને બચકાં, ધક્કા તથા ગુંગળાટથી તે અધમૂઓ બની ગયો. પોતે ક્યાં છે તેનું ભાન પણ ભૂલી ગયો. કોઈ તોફાનમાં પોતે સપડાઈ ગયો હોય એમ બેશુદ્ધ બની ગયો. પોતાની સસલી સાથે જ આ યુદ્ધ થતું હતું એમ એને કલ્પના આવી અને તેથી જ આ માર તેણે મૂંગે મોઢે સહન કરવા માંડ્યો. માતા તરીકે સસલી પોતાનાં બચ્ચાંનું રક્ષણ કરવા માટે પતિનું માન અને તાબેદારી ગણતી નથી,

પરંતુ ઊલટી તિરસ્કારે છે.

મહામુસીબતે થાક અને દુ:ખથી અધમૂઓ થયેલ સસલો પોતાના દર તરફ ઢીલે પગે ઊપડ્યો. આવતી વખતનો એનો આનંદ એના ચહેરા ઉપર રહ્યો ન હતો. આવ્યો ત્યારે એના પગ જોરમાં ઊપડતા હતા; જતી વખતે એનામાંથી જોર ઊડી ગયું હતું. એ ખૂબ જ થાકી ગયો હતો અને તેથી બીજા દિવસની સાંજ સુધી પાછો દરની બહાર નીકળ્યો પણ નહિ. એને શરમ લાગી હતી.

સૂર્યનારાયણ આથમવાની તૈયારીમાં હતા, તે વખતે એ પોતાના દરમાંથી બહાર નીકળ્યો અને આમતેમ રખડ્યો. ચંદ્ર ધીમે ધીમે ઊંચે ચડવા લાગ્યો. ચાંદનીમાં અમૃત ઝરતું હતું અને લીલું સુંદર હરિયાળું ખેતર કિલકિલ હસીને તે ઝીલતું હતું. તે જોવામાં તલ્લીન બનેલો સસલો મોડી રાત સુધી બહાર ફર્યો અને ચંદ્રના રૂપેરી કિરણોમાં નાહ્યો. પછી ખેડૂતનાં આંગણામાં આંટો માર્યો. થોડું ખાધું અને વહેતા ધોરિયામાંથી પાણી પીને પોતાના દર તરફ ફાળો ભરવા માંડી. એને એની નવી સસલી યાદ આવી, પણ દરમાં આવીને જુએ તો દર ખાલી હતું. એણે પોતાના નાકનો ઉપયોગ કર્યો, ગંધ વડે એ ક્યાં હતી એ પારખ્યું ને એ ગંધના અણસારે તે તરફ ઊપડ્યો.

ધીમે ધીમે લપાતાં ઉષાદેવીએ દૂર દૂર ક્ષિતિજમાં ડોકિયું કર્યું અને આ સસલાનું યુગલ પોતાના દર તરફ પાછું ફર્યું. ઝાડના ગૂંચવાઈ ગયેલાં મૂળિયાંની નીચે લગભગ અર્ધોક કલાક તેઓ ઊંઘ્યાં હશે, ત્યાં તો કોઈક આવીને ખખડાટ કર્યો, ધીમો અવાજ કર્યો; તેના પડઘો પોલાણ-

વાળા દરમાં પડ્યો. બધાં જંગલી પ્રાણીઓની પેઠે કાગ-નિદ્રામાં પડેલાં બન્ને સસલાં સફાળાં જાગી ઊઠ્યાં અને આવતા ભયની સામે થવા તૈયાર થઈને બેઠાં. જ્યાંસુધી અવાજ સંભળાયા કર્યો ત્યાંસુધી તેઓએ બધુંય ધ્યાનથી સાંભળ્યું. પછી સસલાએ પોતાના એક પાછલા પગથી લાંબો કાન ખણ્યો, મોઢે પંજો ફેરવ્યો ને કૂદકો માર્યો. માદા હૂંફમાં ટૂંટિયું વાળીને નીચે સૂતી અને ઊંઘવા માંડયું. ઉપરથી આવતો અવાજ કોઈ બીજાં સસલાંનો હતો અને એમાં થનારી લડાઈ પોતાના માટે હતી એમ એ સમજી હતી અને તેથી એને શાંતિ હતી.

સસલો કાંઈ પણ ઉતાવળ વિના ઠંડે કલેજે દરના બારણામાં આવ્યો, બહાર ડોકિયું કર્યું અને તેણે એક યુવાન સસલાને દરની આગળ બેઠેલો જોયો. એ પોતાના પંજા વડે અવાજ કરતો હતો અને પોતે એના કરતાં જોરાવર છે એમ એનો સૂચક ધ્વનિ હતો. જેવો આ સસલો નજરે પડ્યો કે તરત જ પેલો ત્યાંથી ખસી બીજા દરે ગયો અને ત્યાં પણ એવો જ અવાજ કર્યો. આમ દરેક દરને બારણે એ ફરી આવ્યો અને પાછો આ સસલાની સામે જ આવી છાતી કાઢીને બેઠો.

જે જે દરમાં સસલાંનાં જોડાં રહેતાં હોય તે દરેક દરે જઈને આ મુજબ અવાજ કરવાની રીત દરેક સસલો જાણે છે, કારણકે આવી રીતે દરેક સાથે લડ્યા પછી એને હરાવીને તેની સસલી પોતાને લઈ જવાની હોય છે. આ અવાજ દરેક મરદને બહાર પોતાની સાથે લડી લેવાના ખુલ્લા પડકારરૂપ હોય છે.

સસલાંઓ પોતાના આગલા પગો વડે બાથંબાથા આવવા સિવાય લડવાની બીજી કોઈ રીત જાણતાં નથી. શરૂઆતમાં સસલાએ બૂમ પાડીને ધસારો કર્યો, ( કારણકે સસલું ગુસ્સે થાય છે ત્યારે રાડો પાડવા માંડે છે. ) હવામાં કૂદકો માર્યો, લાતો મારી અને આગંતુકને ઉપર નીચે ખૂબ જ ગબડાવ્યો, ત્યારે પેલો એવો તો દંગ થઈ ગયો કે ઘડીભર હાલીચાલી પણ શક્યો નહિ.

પણ બીજી જ પળે દૂર દૂર શેઢા ઉપર હાથમાં બંદૂક લઈને આવતા શિકારીને તેમણે જોયો કે તરત જ દુશ્મનાવટ ભૂલી જઈ જાણે બન્ને દિલોજાન મિત્ર હોય એમ પેલા દરમાં પોતાનો જીવ બચાવવા ઝડપથી કૂદીને પેસી ગયા. એકદમ તેઓ સસલી સૂતી હતી તેની બાજુમાં આવી ગોદમાં લપાઈને બેસી ગયા. દરમાં શાંતિનો સન્નાટો વ્યાપી ગયો. તરત જ દરના બારણે કોઈના જોડાના ધબકારા સંભળાવા લાગ્યા. સસલાં પોતાનો શ્વાસ બંધ કરીને એ અવાજ દૂર જાય એમ ઇચ્છી રહ્યાં હતાં, પણ અવાજ તો ત્યાં આવીને અટકી ગયો. પોતાનું આવી બન્યું એમ તેઓ તરત જાણી ગયાં.

ઉપર બંદૂકના અવાજ થવા લાગ્યા. શિકારીની બીતિએ ભાગેલું એક સસલું અરધા ગાંડા જેવું અંદર દરમાં ઘૂસી આવ્યું અને તેમને બધાંને ખિજવાટમાં પંજા વડે ચીરી નાખવા મંડયું. એમણે તેને દૂર હડસેલ્યું, એટલામાં દરને બીજે બારણેથી વાંદરાના લંગર પેઠે સસલાંઓની હાર ને હાર પોલાણ વાટે થઈને બાજુમાંથી પસાર થઈ ગઈ.

બંદૂકના જીવલેણ ભડાકા થયે જ જતા હતા. અવાજ

થતાં તેમનો જીવ ઊડી જતો હતો અને અંગ-ઉપાંગ ખોટાં પડી જતાં હતાં. તેઓ મૃત્યુના મોંમાં બેઠાં હતાં. એવામાં કાંઈક અધૂરું હશે તે દરને બીજે બારણેથી ભૂરિયા રંગના ચકચકિત આંખોવાળા ચોતરફ તાકતા નોળિયાને દોડી આવતો તેમણે જોયો. ચમકેલા ઘોડા પેઠે ભયભિત થયેલી સસલી આડુંઅવળું જોયા વગર ભયભીત થઈને દરને બારણે નાઠી. ઉપર થતા અવાજથી તે ભાન ભૂલીને બેશુદ્ધ બની ગઈ અને ઉપર જતાં જતાં હવાના દબાણના જોરે જ કદાચ પોતે મરી જશે એમ એને લાગ્યું. ત્યાં તો ધડાકો થયો અને સસલી પોતાના પગ ઊંધા રાખીને પીડના જોરે ઢસડાતી આવીને સસલાના પગમાં પડી. અંદર આવતાં આવતાં તો તે લોહીમાં તરબોળ થઈ ગઈ અને ઠરી ગઈ. તેનામાં જીવ રહ્યો ન હતો! તે મરી ગઈ હતી!

સસલાંઓનાં દર હમેશાં દરમાંથી માટી ખોદી કાઢી હોય તેવી ઝીણી ધૂળની ગડગડવાળાં હોય છે અને જો એ ધૂળ ઉપર આપણો પગ પડે તો આપણે લસર્યા વગર પણ રહીએ નહિ. સસલાંઓને એ કુદરતી બક્ષિસ હોય છે અને તેથી તેઓ એ પ્રમાણે પહેલેથી જ બનાવી રાખે છે. જો તેઓ કોઈ શિકારીના પંજામાં સપડાઈ ગયાં હોય અને તેઓ ભાગતાં ભાગતાં કદાચ દર પાસે આવી પહોંચે, પગમાં જોર રહ્યું ન હોય, અવયવો ભયથી ખોટાં પડી ગયાં હોય અને બિલકુલ હિંમત હોય નહિ તોપણ એ માટીના ઢોળાવને લીધે કાંઈ પણ જોર વગર ઝપાટાબંધ ઘસડાઈને દડા પેઠે લસરતાં દરમાં નીચે પોલાણમાં વહ્યાં જાય છે અને તેમનો જીવ અનાયાસે બચી જાય છે. આ ગોઠવણને

લીધે જ દરને મોઢે જતાં ગોળીને ઝપાટે ચડીને મરતાં મરતાં ખસરતી સસલી નીચે આવીને પડી.

સસલીને સસલે જોઈ, પણ તેના આવા ભયંકર મૃત્યુની જરાય અસર કે લાગણી તેના ચહેરા ઉપર દેખાઈ નહિ. એને તો એના જીવની પડી હતી અને પોતાના આત્મરક્ષણના સ્વાર્થી વિચારમાં એને બીજાનો ભાગ્યે જ ખ્યાલ આવતો. નોળિયે પણ આ મુડદાંની દરકાર કરી નહિ. સસલું દરની અંદરના પોલાણના એક ભાગમાં લપાઈને બેસી ગયું હતું અને નોળિયાને જોયા પછી તો એનું લોહી પણ ઠરી ગયું હતું, તેથી તે જરાય ચૂં કે ચાં કરી શકતું ન હતું. બે દુશ્મનો વચ્ચેથી જીવ બચાવીને કેમ નાસી છૂટવું એ જ એને મન એક મૂંઝવણનો પ્રશ્ન ઉપસ્થિત થયો હતો. સદ્‌ભાગ્યે આ જગ્યાએ દરેક દરનાં પોલાણ એકઠાં થતાં હતાં, તેથી ગમે તે એક રસ્તે થઈને બહાર નાસી જવાય એમ હતું; પણ નોળિયો એ બધાં દરોના બારણાંઓની વચ્ચોવચ્ચ બેઠો હતો અને તેથી એકે તરફ જવાનું એને માટે સહેલું નહોતું.

તેવામાં નોળિયો ચોતરફ ફરવા લાગ્યો. સસલાંની ગંધે એને બહાવરો બનાવ્યો અને ફરતો ફરતો સસલાંની અડોઅડ આવી પહોંચ્યો. જેમ જેમ નોળિયો નજીક આવતો ગયો તેમ તેમ સસલે પોતાના અંગો સંકોચવા માંડયાં; પણ નોળિયે એને જોઈને હર્ષની કિકિયારી પાડી. ઉપરના ભયને ભૂલી જઈ એણે સસલાંના માથા ઉપર બચકું ભરવાની તૈયારી કરી; ત્યાં તો સસલાંના રામ રમી જવા માંડયા. એટલામાં ઉપરથી દરને કોઈએ પાટુ મારી

ને નોળિયો અસ્વસ્થ થઈ એ તરફ તાકી રહ્યો. એ તકનો લાભ લઈ ખૂંધા બનીને બેઠેલ સસલાએ પોતાના પાછલા પગની પાટુ નોળિયાની છાતીમાં મારી અને પોતાના જીવનો બચાવ કરવા ફાળો ભરતો નાસી છૂટયો.

પણ જેવો તે બીજે રસ્તે થઈને દરની બહાર નીકળવા જતો હતો તેવામાં તેણે પાછું ત્યાં પણ મોતને પોતાની સામે જ આવીને ઊભેલું જોયું. દરના નાકામાં લપાઈને બેઠેલા મોટા જબરદસ્ત નોળિયાએ છીંક ખાધી ને સસલો હેબતાઈ ગયો. નોળિયાને સસલાના આવવાની અગાઉ ખબર ન હતી, તેથી કંઈ પણ તૈયારી વગર એણે ધામેથી ધસારો કર્યો; પણ સાવચેત સસલો હવામાં ઊંચે ઊડયો, એ મોટા નોળિયાને પણ ભાન આવે તે પહેલાં પાટું મારીને પછવાડે ધકેલી દીધો અને બહાર ખુશનુમા તડકાનો લહાવો લેવા ખેતરમાં દોડતો દોડતો કડબના ઓઘામાં પેસી ગયો.

બન્ને નોળિયાઓ પોતાના શરમ ભરેલાં મોઢાં સંતાડતા, લપાતાછુપાતા નાસી છૂટયા.

૧ ૨

**મા**ગશર મહિનો અધવાર્યો હતો. ઠંડીના ચમક
ગજબના હતા. તેમાંય ભાઠા અને ભાલ તો ઠંડીનાં
ચોમાસામાં પાણી ભર્યું રહેતું એટલે જમીન બધી ઠ
હિમ થયેલી; પણ ભાલમાં વાળ ઊગે નહિ, એમ ભાલ
ઝાડપાન પણ મળે નહિ. ઉનાળે તો નર્યું રણ હોય એવું
લાગે. કામકાજને લીધે અમે બહાર ગામ ગયેલા ત્ય
સવારે તડકો ચડ્યે ઘોડાં પલાણ્યાં અને જલદી
પહોંચી જવા ઘોડાને પૂરપાટ હાંકે રાખ્યાં; પણ રસ્તો ખૂટે
નહિ. વાતોનાં ગપ્પાં મારતા અમે ઘોડાને ઘડી ઘડી રે
મારીને કે ગોઠડાં ઠોંચીને ઉતાવળે ઊપડવા સૂચના
કરીએ, પણ પાણીપંથા ઘોડાં હોવા છતાં ચાળીસ માઈલ
પંથ એમનાથી ખૂટતો ન હતો. જમીન સાવ પોચી ને ડાબ
જમીનમાં ખૂતી જાય એટલે પગ ઊપડતો જ નહિ. છે
સૂર્ય ભગવાને ઉતાવળે ઊતરવા માંડ્યું. બપોર પછી તો
તેણે દડવા માંડ્યું હોય એમ ઝપાટાભેર પશ્ચિમ
ઢળવા માંડ્યું, ને દી ઝડવઝડ રહ્યો ત્યાં સામે ગામ દેખ
પણ એ તો રણનો રસ્તો. સામે દેખાતું ગામ પાંચેક મા
તો હતું જ. અમે ઘોડાની લગામ ખેંચીને એડી મારી. ઘ

અને સૂર્યે હરીફાઈ આદરી હોય એમ બન્નેએ પોતપોતાની ઝડપ વધારી ને બન્ને ઘેર પહોંચવા તલપાપડ બની રહ્યાં હોય એમ પાછળ ઊડતી ડમરી કે આકાશે લીંપાતી લાલ રંગી વાદળાંઓ પાછળ કોઈનું ધ્યાન ન હતું.

અચાનક વેગે ચડેલી ઘોડીઓ થંભી. નાકનાં નસકોરાં ફુલાવ્યાં ને પાછા પગે ભાગવા માંડ્યું. છૂટું મૂકેલું શરીર ઊથલી પડે તે પહેલાં સમતોલપણું જાળવી લઈ મેં બૂમ મારીઃ 'દેવજી! ઘોડીને શું થયું?'

'કાંઈ જાનવર તો નથી ને? જરા આજુબાજુ જુઓ જોઈએ.' પાછળ આવતા દેવજીએ કહ્યું. પાણીના રેલા જેવો સાપ અચાનક દરમાંથી નીકળી ચાલ્યો જતો હોય ને ઘોડાના પગમાં આવી જાય અથવા એનો ફુંફાડો સાંભળે તો ઘોડી ભડકે એવી માન્યતાએ દેવજીએ મને જાન-વરની સૂચના કરેલી; પણ એટલામાં ક્યાંય સાપ કે સાપનો લીસોટો નજરે પડ્યો નહિ. દેવજીની ઘોડી પણ પગ પછાડવા માંડી, એટલે દેવજીએ દમ ખેંચ્યો. ઊંડી ઊંડી એને કાંઈ વાસ આવતી હોય એમ લાગ્યું, એટલે એણે ધીમેથી મને કહ્યુંઃ 'ભડકશો નહિ. આટલામાં ક્યાંક નાર હશે.'

મેં કદીયે નાર જોયેલ નહિ. વરુ કૂતરા જેવું હોય એવું સાંભળેલું. વરુ એ જ નાર એમ દેવજીએ મને કહેલું, એટલે નારથી બીવા જેવું કાંઈ મને લાગ્યું નહિ. પણ ઘોડાં હાથ રહે નહિ ને વાસની ઉગ્રતા વધી; એટલામાં થોડે જ છેટે જાળાંની ઓથે એક મોટો કૂતરો દેખાયો. દેવજી કહે કે, 'નારડી આવી. જરા ઘોડીને સંભાળજો.'

લાલ લૂગડાં દેખી નાર બીકનો માર્યો નાસી જાય છે

એવી માન્યતા છે, એથી દેવજીએ તરત જ પોતાના ગજવામાંથી લાલ રૂમાલ કાઢીને ફરકાવ્યો. જાળાની ઓથમાંથી બહાર નીકળીને કૂતરા પેઠે ઊભડક પગે બેઠેલી નારડી મોં ફાડીને તાકી રહી હતી ને ઝીણું ઝીણું ઘૂરકતી હતી. લાલ લૂગડું જોઈને તે ઊભી થઈ અને જાળાની ઓથે ભરાણી.

દેવજીએ તે તકનો લાભ લઈ ઘોડીઓને હાંકી મૂકવાની મને સૂચના કરી, પણ ઘોડીનાં ગૂડા ગળી ગયા હોય એમ એમણે આગળ ડગ ભરવાની ના કહી. એમણે તો ભુરાટાં થઈ આમતેમ આડાઅવળા ઘૂમવા માંડ્યું; ને પગ નીચેની જમીન ખળું બની રહી. દેવજીને પુરો ભય હતો કે નારડી એકલી નહિ હોય, એના સગાંવહાલાં આટલામાં હોવાનાં જ; કેમકે નાર હંમેશાં ટોળાબંધી રહીને જ શિકાર ઉપર તુટી પડે છે કે આવતા જતા મુસાફરો ઉપર હુમલો કરે છે.

નારડી જાળામાંથી ખસી નહિ, એટલે દેવજીએ દીવાસળી સળગાવીને જાળામાં નાખી. અગ્નિ ભાળીને નાર નાસી છૂટે છે, છતાં પણ નારડી ત્યાંથી ખસી નહિ. એવામાં રામો ભરવાડ ખભે ડાંગ ને હાથમાં જોડા લઈ પ્રરપાટ ધસ્યો આવતો હતો તે અમને આંબી ગયો. એ પણ સમજી ગયો હતો કે નાર હશે એટલે ઘોડાં તોફાન કરતાં હશે. એણે જોડા પહેરી ડાંગ હાથમાં લીધી ને જાળાં તરફ ડગ ભર્યાં. વાઘરીની ગંધે શિકાર ભાગી છૂટે એમ ભરવાડની ગંધે નાર ભાગી છૂટે છે; કેમકે નારને ભરવાડ તો યમદૂત જેવા દેખાય છે. પણ નારડી તો જરા જઈને પાછી ઊભી રહી. આમથી તેમ આંટા માર્યાં; પણ ભાગી નહિ. દિવસ પણ મેર બેસવાની તૈયારીમાં હતો, ને અમારે જલદી ઘેર પહોંચવાની ઉતાવળ

હતી, પણ ભરવાડ તો અજડ જાત. લીધી લત છોડે જ નહિ. એણે નારડી પછવાડે હડી કાઢી અને ખિજવાયેલી નારડી પણ ઝનૂની બની એની સામે ડાચિયાં કરી રહી. ભરવાડ નજીક ગયો એટલે એણે કૂદીને એના પગમાં બચકું ભર્યું ને ભરવાડે ડાંગ એના માથામાં મારી. શ્રીફળ વધેરે ને પાણી ઊડે એમ લોહીના ફુવારા ઊડ્યા ને નારડી ઢળી ગઈ. છેવટના ડાઉ ડાઉના લંબાણ ભર્યા અવાજ ને જમીન ઉપર થોડા તરફડાટને લીધે ઊડતી ધૂળ એને અંતિમ પળે દિલાસો આપી રહ્યાં.

પણ કુદરતની ગતિ બહુ ન્યારી છે. નવ દિવસની ઉંમરનાં ચારેક નાર–બચ્ચાં એની માના દશ આંચળે ધાવીને માંડ માંડ આજે નવી દુનિયાનું અજવાળું જોવા પામ્યાં હતાં; પણ એમની માનું અમૃત સરખું પયપાન એમના નસીબમાં ન હતું, એટલે શિકારની શોધમાં જવાની તૈયારી કરીને નીકળેલી નારડી અમને શિકારીઓ સમજી ખસી કે નાસી જઈ શકી ન હતી. બાળબચ્ચાં માટે જીવન આપી દેવાની દરેક પ્રાણીમાં ખાસિયત હોય છે; એમ આ ભરવાડને હાથે મરવામાં નાર–માતાની બચ્ચાં પ્રત્યેની મમતા મુખ્ય હતી, નહિ તો એ વેગવંતી નારડી ઘડીના છઠ્ઠા ભાગમાં છટકી ગઈ હોત જ.

પાસે જ ભોરણ હતું. જરા સીધું, પાછું જરા ઊંચું ને વળી નીચું; વળી ત્યાંથી વળાંક લઈને ઊંડું જતું ભોરણ દશ બાર હાથ ઊંડું હતું. સસલાં જેમ દરને પોલું બનાવી નાસી જવા માટે અનેક રસ્તાઓ રાખે છે એમ વરુનાં ભોરણ પણ પોલાં હોય છે ને અનેક રસ્તાઓ એક મુખ્ય

સ્થળે આવીને મળતા હોય છે. નારનાં બોરણ એવાં વિચિત્ર હોય છે કે અંદર બીજાથી પેસાય જ નહિ, પણ માતાની પાછળ ધાવવાની લાલચે દોડી આવેલાં બચ્ચાં છેક બોરણના મોઢા આગળ રમતાં હતાં. ભરવાડને મન નાર એટલે કૂતરા જેવું પ્રાણી. એનાં બોરણમાં પથરા નાખી એમને બહાર તગડવાં ને મારવાં એ એને મન રમત. એટલે પાસે દેખાતા બોરણમાં એણે જોયું ને બચ્ચાં જોઈ એને મારવા ડાંગ ઊંચકી, પણ દેવજીની સમયસૂચકતાને લીધે ડાંગ પડતી અટકી ગઈ ને બચ્ચાં મરતાં બચ્યાં. દેવજીએ ચારે બચ્ચાં ભરવાડની પછેડીમાં લેવરાવી અમારી વાડીએ પહોંચડાવ્યાં.

વાડીનું રખેવાળું કરવા કૂતરાનું જૂથ પાળવામાં આવતું. તરતની વીંયાયેલી કૂતરીનાં પાંચે ગલૂડિયાં મરી ગયાં હતાં એથી બે દિવસથી એ અણોસરી થઈ ને ફરતી. ઘડીઘડીમાં રઘવાઈ થઈ ને ચારે શેઢે એ હડી કાઢતી ને પાસેની વાડીનાં કૂતરાંઓ સાથે લડાઈ કરી આવતી. રામા પટેલનો જુવાન-જોધ દીકરો કૂતરીની આ પીડાથી આભો બની, એને ઘડી ઘડી રોટલો નાખી પંપાળતો, પણ વાત્સલ્યથી નીતરતી કૂતરી કુરકુરિયાંનો વછો સહન કરી શકતી નહિ. એને જંપ વળતો નહિ. અચાનક ભરવાડે ફાંટમાંથી બચ્ચાં નીચે નાખ્યાં ને કૂતરી દોડી આવી. નર્યાં ગલૂડિયાં જેવાં આ નારનાં બચ્ચાં કૂતરીને ધાવવા લાગી ગયાં. પહેલાં તો કૂતરીએ ઠેકડા માર્યા, કેમકે મા એનાં બચ્ચાંને તરત ઓળખી જાય છે, પણ ઊભરાતા દૂધની પીડા માતા સહન કરી શકતી નથી ત્યારે બીજાનાં બાળકો ધવરાવે છે, એમ એણે પણ થોડી વાર રામા પટેલે એને પંપાળી એટલે ધાવવા દીધાં ને પછી તો

જાણે એ એના પોતાનાં જ બચ્ચાં હોય એમ ધવરાવવા માંડ્યાં.

એકાદ મહિનો વીત્યો ત્યાં તો આ કૂતરાની ઓલાદનાં જ ને કૂતરીનું ધાવણ ધાવેલાં પણ જન્મસંસ્કારે નાર-બચ્ચાં પોતાની જાતીય ખાસિયત ઉપર જવા માંડ્યાં. શરૂમાં કૂતરીને ધાવતાં ધાવતાં બચકાં ભરવા માંડ્યાં એટલે કૂતરી ઠેકીને ભાગી જવા લાગી. પછી ખોરાક કરતાં શિકાર તરફ આકર્ષાતાં આ ચારે બચ્ચાં વાડમાં આવી ભરાતાં નાનાં સસલાં પછવાડે દોડવા મંડ્યાં ને ભોગજોગે સપડાઈ જતાં સસલાંને ચૂંથી નાખવા માટે એમની આખા દિવસની દોડાદોડી થઈ પડી.

ઉનાળાની શરૂઆત થઈ ને ખેતરમાંથી પાક બધો લેવાઈ ગયો એટલે ભરવાડો પોતાના બકરાનાં વાઘ લાવીને ખેતરમાં બેસારવા લાગ્યા. નાનાં લાવરાં ને મેંઢા આખી રાત ચારે બાજુ રમતાં કૂદતાં. નાનાં નાર-બચ્ચાંઓએ એની ગંધે પોતાના જાતિસ્વભાવ ઉપર જઈ રાતનાં એ વાઘમાં ઘૂસી જઈ, બે ઊંઘતા કૂતરાની નજર ચુકાવી એકાદ લાવરું ખેંચી લાવવા પ્રયત્ન કર્યો, પણ લાવરાનાં બેંબાટાથી કૂતરો દોડી આવ્યો. ભરવાડનો કૂતરો વાઘરિયા કૂતરા કરતાં પણ વધારે જોરાવર હોય છે. એણે એક જ ઝપાટે બેને ચૂંથી નાખ્યાં ને ત્રીજાને ભરવાડે ડાંગ વતી પૂરો કર્યો, પણ નારડો વધારે ચેતુકાળ ને ચપળ હતો; તે આ ધમાધમનો લાભ લઈ લાવરું ઢસરડીને વાડ ઓથે ખેંચી ગયો.

કૂતરો એ વફાદાર પ્રાણી છે એથીયે વધારે એ ચતુર ને આજ્ઞાંકિત પ્રાણી છે; પણ એની જ જાતનું ગણાતું વરુ—નાર તદ્દન અક્કલહીન ને નઘાતિયું ક્રૂર પ્રાણી છે.

પોતાના ત્રણે ભાંડરું એક જ હલ્લામાં ખલાસ થઈ ગયાં એ એણે નજરોનજર જોયું છતાં એનાથી બીજી રાત્રે લાવરું ઉપાડવાની જિજ્ઞાસા દાબી શકાઈ નહિ. રાત પડતાં એ લપાતુંછુપાતું વાડામાં પેસી જઈને સંચળ ન થાય એની સાવચેતી રાખી લાવરું ઉપાડી લાવ્યું. આમ એક બે વખત એ રીતે એ ફાવ્યું પણ ખરું.

હવે એના પગમાં જોર આવવા માંડ્યું. સુકલકડી પગમાં નકોર બનતા જતા નળા પણ મજબૂત બનતા જતા હતા પૂંછડીને વાળનો ગુચ્છો જામતો હતો ને તેના નાનકડા કાન કૂતરા કરતાં સહેજ નાનાં બની રહ્યાં. એના પગના નહોર બરાબર મજબૂત ને અણીદાર થઈ રહ્યા. લાંબી ડાંફો ભરવાની શક્તિનું માપ પણ એણે આખા દિવસની રખડપટ્ટીને લીધે નાણી જોયું. ને પછી એક રાત્રે વાડીમાંથી તે ગયું તે ગયું.

આઠ દશ મહિનામાં એણે બચપણ વળોટયું. એના શરીર ઉપર ભૂખરો રંગ જરા ગાઢો બન્યો ને લંબોતડું મોં ને નાનકડું માથું એને બેડોળ બનાવી રહ્યું. પોતે સ્વતંત્ર જીવનની મોજ માણતો હોય એમ નાનાં સસલાં, શેઢા ઉપર રખડતાં ઉંદરડાં કે નાનાં પક્ષીઓ ઉપર અચાનક છુપાઈને હુમલા કરી પોતાનું પેટ ભરતો—તે હવે હરણાં પાછળ લાંબી લાંબી ડાંફો ભરવા મંડ્યો; પણ એને હજી અનુભવી નારની તાલીમનો લાભ મળ્યો ન હતો.

દોઢેક વર્ષનો થયો એટલે પેટનાં હાડકાં દેખાય એવો સુકલકડી શરીરનો ત્રણેક ફીટ લાંબો ખાસો મજાનો વાઘરિયો કૂતરો હોય એવો એ દેખાવા લાગ્યો. એની દોઢેક

ફીટ લાંબી ગુચ્છાદાર પૂંછડી એની આવતી યુવાનીની એંધાણીરૂપ હતી. રાતના પોતે રાજા હોય, એની યુવાની થનગની રહેતી હોય, ઊછળતું લોહી એને ચટકા ભરતું હોય એમ ઘણી વાર એ બાઠામાં ઊભો રહી પગ પછાડતો ને પછી લાંબી ડાંફો ભરતો શિકારે ઊપડતો. એમ ભાઠામાં રખડતાં રખડતાં એક દિવસ દડમાં પાણી પીવા જતાં નારના ટોળાને થોડે દૂર બેઠેલું જોયું. એ ધીમે પગલે ત્યાં ગયો ને થોડો સંકોચ, કાંઈક ક્ષોભ અને ઓછી બીક સાથે એ ટોળામાં સ્થાન મેળવવા એણે પ્રયત્ન કરી જોયો ને પછી ધીમે ધીમે એમાં ભળી પણ ગયો.

નાર હમેશાં ટોળામાં રહીને શિકાર કરે છે. દરેક ટોળામાં નર અને માદાઓ મળીને સાત આઠ નાર હોય છે. ટોળું મોટું એમ શિકાર કરવામાં સરળતા પડે એમ સમજી નાર બીજાઓને પોતાના ટોળામાં આવવા દે છે; પણ મોટે ભાગે માદાઓને તેઓ વધુ આવકારે છે; કેમકે માદા નર કરતાં વધારે ઝનૂની હોય છે. બળવાન નાર પોતાના યૌવન-કાળમાં પોતાના જોરાવરીના બળે ટોળી જમાવી એનો રક્ષક અને મોવડી બની શિકાર ખેલે છે. આ ટોળાનો મોવડી આ નવા નાર તરફ ઇર્ષા અને દ્વેષથી જુએ એવી એની યુવાની દેખાય તે પહેલાં તો તે એક હલ્લામાં ભરવાડને હાથે મરણ પામ્યો; એટલે દત્તક લેનાર મળી આવે ને અઢળક સંપત્તિ સાંપડે એમ આ ભાગ્યશાળીને સહચરી અને આગેવાની અચાનક ચાંદલો કરી ગઈ.

અઢી ત્રણ વર્ષની ઉમ્મરે તો એ ખાસ્સો નાનકડા વાછડા જેવડો ઊંચો દેખાવા લાગ્યો. એનો બેડોળ ને

બિહામણો ચહેરો એની ઝનૂની આંખો વડે વધુ ભયંકર બની રહ્યો. એની લોહીતરસી રાક્ષીઓ એક કૂદકે જોરાવર શિકારની ગરદન તોડી નાખતી અને એ રીતે જીવલેણ હુમલાઓમાં કદાવર શિકારને પણ તોડી પાડવામાં ચતુરાઈ, ખંત અને બળ દાખવી માદાઓને રીઝવી એણે પોતાની સહચરીઓની પ્રસંશા મેળવી લીધી.



ઉનાળામાં ચૈત્ર વૈશાખનો તાપ પડવા માંડ્યો, એટલે આખો દિવસ બોરણમાં ઊંડે ઊંડે ઠંડી માટીમાં લાંબો થઈને પડી રહેવા સિવાય એને બીજું કાંઈ ગમતું નહિ. છેક સાંજે સૂર્યાસ્ત પછી એ દડમાં જઈ પાણી પીતો ને પછી આખી રાત ચમકતી ચાંદની કે ઝબૂકતા તારલિયાના માંડવાની ચાદર નીચે પોતાનું જોર અજમાવતો ને પોતાનાં

ટોળાંઓને પોષતો.

એક દિવસ આખી રાતના રખડપાટ પછી ખોરાક મળ્યો નહિ. ઘાસચારાની તંગીને લીધે ભરવાડો પોતાનાં ઢોર ભાઠામાં હાંકી લાવ્યા હતા ને દડને કાંઠે નેસડા જેવું વસાવી પડ્યા હતા. ભૂખ્યો નાર ભયને ગણકારતો નથી. ભૂખ એનાથી જરાય વેઠાતી નથી. એણે ઝોક તરફ ડગ ભર્યાં. ચોમેર બળતાં તાપણાં ને ચોકી કરતા કૂતરાની બીક આજે એણે ગણકારી નહિ; છતાં એના યુક્તિબાજ મગજમાં જાતિકળા રમતી હતી. નટવો જેમ પોતાનો ખેલ કરતી વખતે રમતને ધીમે ધીમે ખીલવે છે તેમ તેણે ધીમે ધીમે આગળ વધવા માંડ્યું. વાઘ કે સિંહની પેઠે એ કદી સીધો હુમલો કરતો નથી. એ ધીમે પગલે આગળ વધે, પાછો નીચે બેસી જાય, ને વળી પાછો પવનની હેઠવાશે આગળ વધે. એમ છેક નજીક જઈ સીધો એક વાછડી ઉપર તૂટી પડ્યો ને પોતાનાં જડબાં અનુભવી શિકારીની પેઠે એની ગરદનમાં બેસાડી એને બોચીએથી પકડ્યું, એક જ ઝટકે એનું આખું શરીર પોતાની પીઠ ઉપર લઈ લીધું અને કાંઈ પણ સંચળ થાય તે પહેલાં તે નાસી છૂટ્યો.

પણ આ પ્રાણી વ્યાળો કરવામાં ખૂબ પાવરધું હોય છે. ચોર લોકો જેમ પોતાના કંધેવારિયા શેરીઓને નાકે ગોઠવીને પછી ઘરમાં ખાતર પાડવા પેસે છે એમ આ નાર હમેશાં મોટા પ્રાણીનો શિકાર તેને કનડીને—હેરાન કરીને ગભરાવી મૂક્યા પછી જ કરતું હોવાથી થોડે થોડે અંતરે પોતાના સોબતી ગોઠવીને પછી એને તગડવાનો પ્રયત્ન કરે છે.

ચોમાસાનો દિવસ હતો. લીલું મજાનું ઘાસ ચરીને એક ઘોડકી ગદ્દામદ્દા થયેલી ને પોતાની યુવાનીની મસ્તાની ઉપર મુસ્તાક બની વહેલી ઝોકમાં વળવાને બદલે જરા અંધારું થતાં સુધી બીડમાં હરિયાળું ઘાસ ચરવા રોકાઈ ગઈ. પાછા વળતાં એણે નારને જોયો. એ થંભી ગઈ ને પછી પોતાના જોર ઉપર મદાર બાંધી માથા ઉપરની નાનકડી શીંગડીઓ વીંઝતી એણે નાર તરફ હડી કાઢીને ફૂંબાડો લીધો. ચેતુકાળ નાર દોડીને દૂર જઈ બેઠો ને એવો ચૂરવાટ કર્યો કે બાજુમાંથી બીજી બે નારમાદાઓ આવી. ત્રણેએ પછી તેના ઉપર નજીક આવી હુમલો કર્યો. ઊગતી



વાછડીએ માથું વીંઝી પોતાના શીંગડાં વડે એમને દૂરનાં દૂર રાખ્યાં ને ગભરાટમાં આંધળુકિયાં કરી ગમે તે માર્ગે દોડવા માંડ્યું; પણ આ ત્રણે શિકારીઓએ એની પાછળ

ઘૂરકીને બચકાં ભરવા માંડ્યાં અને પોતાના સોબતીઓને થોડે થોડે અંતરે ગોઠવ્યાં હતાં તે રસ્તે એને તગડી ગયાં. બચકાંના ત્રાસથી ત્રાસી ગયેલ ગાવડી ભયને લીધે ભાન ભૂલી હતી; ત્યાં અચાનક જાળાં પછવાડેથી ધસી આવતો ચોથો નાર એણે જોયો ને એટલામાં બીજા બે ચાર આવી પહોંચ્યાં. પછી તો મૃત્યુના મુખમાં સપડાયેલ ગાવડી બેફામ બની ચારેકોર રૂંબાડા લેવા લાગી. એની જુવાનીનું બળ થાક અને ભયને લીધે ઓસરતું ગયું ને અચાનક પેલો મોવડી નાર છલંગ મારી એની પીઠ ઉપર તૂટી પડ્યો. એક બચકું ભરી એની બોચી તોડી નાખી ને બીજાં નારોએ એને નિર્બળ કરી નાખીને પાડી દીધી. એનું ગરમ લોહી પીને એનો મોડિયો માત્ર રહેવા દઈ બાકીનું બધું આ સાત નારનું ટોળું સ્વાહા કરી ગયું, અને છેક સવારની વહેલી પરોઢે પોતાના બોરણમાં પેસી જઈ તેઓ નિરાંત પામ્યાં.

ઝડપથી દોડી શકે એવાં પ્રાણીઓ, હરણાં ને સસલાંનો શિકાર સિંહ કે વાઘની પેઠે નાર પોતાની જાતે જ કરીને ખાય એવું હોતું નથી. ભૂખથી કે તરસથી પડીને મરી ગયેલ ઢોર મળે તો તેઓ નવો શિકાર કરવાની તસ્દી લેતાં જ નથી, પણ જ્યારે કોઈ જ રીતે ક્ષુધા શાંત કરવાનું સાધન મળતું નથી, થોડા સાહસે શિકાર મળતો નથી ત્યારે ગમે તેવા ભયંકર પ્રાણી ઉપર હુમલો કરવાનું સાહસ કરતાં એ ડરતાં નથી. એક વખત એક જોરાવર પાડા ઉપર આ રીતે હુમલો કરતાં પાડાનાં શીંગડાથી પોતાનો એક સોબતી ચિરાઈ ને મરી ગયો તે જોયા પછી એવાં પ્રાણીઓ ઉપર ધસારો કરવાનું સાહસ કરતાં એના દિલમાં થોડો ડર

રક્ષા કરતો હતો.

એક વખત નમતા સૂર્યમાં છેક સંધ્યાકાળ પહેલાં ભોરણને બારણે આવી સોબતીઓની રાહ જોતો ઊભો હતો, એવામાં એણે એકાકી મુસાફરને જતો જોયો ને એની દાઢ ડળકી. એણે ધીમે પગલે પોતાની જાતને એની પાછળ વહેતી કરી. પગનો સંચળ સાંભળી માણસે પાછું વાળી જોયું, એટલે એ નીચે બેસી ગયો. એથી મુસાફર આગળ વધ્યો એટલે વળી નાર ચોરીછૂપીથી આડફેટો થઈ ને આગળ નીકળી રસ્તે બેસી ગયો. માર્ગ આંતરીને બેઠેલા નારને જોઈ મુસાફરે જાણ્યું કે પાછળ તો એક નાર આવે છે તેમાં આ વળી બીજો મળ્યો; એટલે એ જરા ગભરાયો. એનો લાભ લઈ એ તદ્દન નજીક આવ્યો, એટલે મુસાફર થંભી જઈ આમતેમ મદદ માટે તાકવા મંડ્યો. મુસાફરની બીક એ તત્કાળ સમજી ગયો ને એના ગભરાટનો લાભ લેવા તે ઉત્સુક બન્યો; પણ પોતે તરાપ મારે એ પહેલાં મુસાફરે કેડ બાંધીને હાથમાંની ડાંગ ઊંચી કરી; એટલે પોતે જરા દૂર ખસી પગ પછાડ્યા, ઘુરરાટ કર્યો, ફીણ ઉડાડ્યું ને પૂછડી પછાડી ધૂળની આંધી ચઢાવી. પણ મુસાફર ગાંજ્યો જાય એમ ન હતો. એણે હડી કાઢીને ડાંગ વીંઝી. ચેતુકાળ નાર પાછો ખસી ગયો ને જરા દૂર જઈ બેઠો. આ તો એની કળા હતી. માણસોને કેમ હેરાન કરવા ને પછી એની ગફલતનો લાભ લઈ ને કેમ એને ચૂંથી નાખવો એ એને મોટાં પશુઓ ઉપરના હુમલાથી સાધ્ય બની ગયું હતું. પણ આ માણસને મુસીબતોનો સામનો કરવાનું સૂઝી આવ્યું. એણે ડાંગને ગોળ ફેરવવા માંડી ને આગળ વધવા માંડ્યું. પાછળ નાર ઝળૂંબવા લાગ્યો. એમ એકબીજાને

ઉંઘાવતા તેઓ આગળ વધી રહ્યા હતા, એવામાં અચાનક વાડીને શેઢે રાતવાસુ રહેલ રખેવાળ નીકળ્યો, ને એણે આ મુસાફર ઉપર ઝળૂંબતા નારને જોયો, એટલે હાકલો કર્યો. એકનું ઓસડ બે સમજી નાર પણ પોતાની ગણતરી ઊંધી વળેલી જોઈ શક્યો ને નિષ્ફળ પ્રયત્નને શ્રાપ આપતો મોટી મોટી ડાંફો ભરતો નાસી છૂટ્યો. આમ એ ઘણી વખત પોતાના પ્રયત્નમાં નિષ્ફળ જતો, છતાં કોઈ દિવસ હિંમત હારતો નહિ ને એવાં સાહસો ખેડતાં ડરતો પણ નહિ.

વર્ષાઋતુમાં પુષ્કળ શિકાર મળતો એટલે થોડી મહેનત ને પૌષ્ટિક ખોરાકને લીધે એનામાં બળ વધ્યું હતું. યુવાનીનું જોમ ખીલી ઊઠ્યું હતું. એના ચટકા ભરતાં લોહી ધગધગતા દિલમાં મોજ ને ચંચળતાં ઊભરાયાં. એણે ઝાળીઓની ઓથે નાર-માદાઓ સાથે વિલાસ માણ્યો ને પછી શિયાળો બેસતાં માદાઓ ધીમે ધીમે શિકારે આવતી બંધ પડી. એમને માટે શિકાર લાવવાનું પણ એને માથે પડ્યું, પણ થોડા દિવસ પછી એણે જોયું તો બોરણમાં નાનાં નાનાં બચ્ચાંઓનો તીણો અવાજ એને સંભળાયો. કુરકુરિયાંને જન્મ આપ્યા પછી કૂતરી ઝનૂની બની જાય છે ને કૂતરાને પણ નજીક ઢૂંકવા દેતી નથી એમ નારને પણ દૂર રહેવું પડે છે. વીંયાજણ પતી જાય છે કે તરત જ નાર-માદા શિકારે જાય છે, પણ એનું ચિત્ત તો હમેશાં એ બોરણમાં જ હોય છે એટલે આજુબાજુમાં મળતાં સસલાં કે નાનાં જીવજંતુઓ મેળવીને એ સંતોષ માને છે. પણ નાર એને માટે શિકાર લાવવાનું ચૂકતો નહિ, ને એ રીતે સુખદુઃખના સાથી જેવાં એકબીજાને તેઓ હૂંફરૂપ રહેતાં.

થોડા મહિના પછી નાનાં બચ્ચાંઓ પોતાની જાતે નાના નાના શિકાર કરતાં શીખી ગયાં હતાં, એટલે તેઓ પોતાનું ભાગ્ય અજમાવવા ખસી ગયાં હતાં, અને કુરકુરિયાં જેમ મોટાં થતાં માબાપને તજી દઈને બીજા ટોળામાં ચાલ્યાં જાય છે એમ આ બચ્ચાં પણ બીજી ટોળીમાં ભળી ગયાં.

ઉનાળો આવ્યો તે પહેલાં ઠંડીના ચમકારા ઓછા થયા હતા. હરણાં નિરાંતે ચરતાં ને કાળિયાર મોટી મોટી છલંગો મારી આમતેમ ઘૂમી લીલી ધરો ખાતા ફરતાં હતાં ત્યાં અચાનક એના નાકમાં દુર્ગંધ આવી. કાળને જોઈ માણસના પગ ભાંગી જાય એમ એનું ચપળ ને સ્ફૂર્તિવાળું શરીર થરથરી ગયું. નારની મુડદાલ માંસ જેવી ગંધ હરણાંને ભયભીત બનાવી નાસી જવાની પ્રેરણા આપી રહી. છલંગો મારતાં તેઓ જીવ લઈને નાઠાં, પણ વાળો કરવામાં ચતુર નારે ચારે બાજુ બીજા સોબતી ગોઠવી રાખ્યા હતા, એટલે એની જાળમાં આખું ટોળું સપડાઈ ગયું ને એ રીતે તેમણે ઓછી મહેનતે મિજબાની માણી લીધા પછી દહમાં પાણી પીવા ગયાં; પણ આગેવાન નારની વિચક્ષણ કળાઓ ભલભલાને ભુલાવે એવી હતી. એણે નાનું મેંઢું બાંબરતું હોય એવો અવાજ કર્યો ને પાસેની ઝોકમાંથી ઘેટી પોતાના બચ્ચાંને લેવા દોડી આવી. પોતાની કળાનો વિજય પામી એ મલકાયો ને દિવસના નાસ્તા માટે એને ઉપાડીને ભોરણ તરફ ચાલતો થયો.

આમ એના જીવનની અનેક દિશાઓમાં વિજયી નીવડેલો આ નાર જિંદગીના દિવસો પોતાના આલિશાન ઓરડા ને દરવાજાવાળા ભોરણમાં ગાળતો હતો. એણે પોતાનું

ટાળું પણ વધાર્યું હતું. રાજા પોતાના લાવલશ્કરને લીધે મોટો ગણાય, ધનવાન પોતાના ધનની ગણતરીએ શાહુકાર લેખાય, એમ પોતાની મંડળીના જોરે બળવાન લેખાતો નાર પોતાની જાતે પણ એટલોજ નીડર ને અભિમાની બન્યો હતો.

સાંજ પડે એટલે પોતાના ટોળાની આગળ એ નીડર સેનાપતિની ઢબે ચાલતો, પગ પછાડતો ને બગાસું ખાઈ બધાની ઉપર પોતે સત્તા ચલાવતો હોય એમ ગર્વ ભરી નજર નાખી આગળ ડગ ભરતો; પણ હમણાં હમણાં એનું શરીર સુકાયું હતું. ઉનાળાનો તાપ અસહ્ય હતો એટલે શિકાર પણ ઓછો થઈ ગયો હતો. આખી રાતના રખડપાટને અંતે માંડમાંડ પેટ ભરવા જેટલું પામી એ વહેલી પરોઢે પાછો વળી નીકળતો.

પોતાના બળ ઉપર મદાર બાંધી મદાંધ બનેલ આ નાર હવે તો જ્યાં ત્યાં નીડર બનીને નધ્રાતિયાં પેઠે તૂટી પડતો. એક સાંજે તેણે ભરવાડની ઝોકમાં પેસી એક વાછડાની ડોક ઉપર તરાપ મારી અને તેની ગરદનમાં ઊંડા દાંત બેસાડી પોતાના બળ વડે એક જ ઝોંટે તેનું શરીર પોતાની પીઠ ઉપર ઉપાડી છલંગ મારતો નાસી છૂટ્યો; પણ ભરવાડની ઝોકના ચોકીદાર વાઘરિયા કૂતરા જેવા ચપળ અને બળવાન જાખરિયા ડાઘા પાછળ પડ્યા. આ શિકાર એને ભારે પડ્યો. પાછળ ધસ્યા આવતા ડાઘિયા કૂતરાથી બચવા અને શિકારને પોતાની પીઠ ઉપર જાળવીને ઉપાડી જવાની તાલાવેલીથી એણે આંખો બંધ કરી નાસવા માંડ્યું. તીર પેઠે છૂટેલા ડાઘિયા કૂતરા એની

લગોલગ આવી ગયા ને કોઈ રીતે સહીસલામત છટકી જવાની તક રહી નહિ એટલે એણે શિકારને પાસેની ખાડમાં ધકકેલી દીધો ને જીવ ઉપર આવી એણે પાછળ ધસ્યા આવતા કૂતરાના ટોળાં સામે ઘુરકાટ કરી એમને ડારતો યોદ્ધા પેઠે ઊભો રહ્યો.

પણ આ જાખરિયા કૂતરા એમ ડરી જાય એમ ન હતા. તેમની વચ્ચે થોડા બસબસાટ. થોડા પગ પછાડવાની



ક્રિયા થઈ ને છેવટે તેઓ ડાચિયા કરતાં એકબીજા ઉપર તૂટી પડ્યાં. એકલો નાર આ કૂતરાઓ સામે થોડી વાર તો ટક્કર ઝીલી રહ્યો, પણ પછી તો ઝપાઝપીમાં ઊતરેલ નાર ઘડીમાં નીચે પડે ને ઘડીમાં ઉપર આવે. એમ ગલોટિયાં ખાતો નાર સામટા હલ્લા સામે ટકી શક્યો નહિ. કૂતરાઓના બચકાંથી એ લોહીલુહાણ બની રહ્યો અને જીવ ઉપર આવી એણે છેલ્લો પ્રયત્ન કરી જોયો. એક જ તરાપે એણે બાજુના કૂતરાને પાડી દઈ એના પેટમાં પોતાના અણીદાર નહોર ભરાવી એને ચીરી નાખ્યો ને પોતે લાંબી ડાંફો ભરતો નાસી છૂટ્યો.

પોતાના સાથીને લોહી નીતરતો અને છેલ્લી પળની કાળચીસો નાખતો સાંભળી એ નાસી છૂટતા નારની પાછળ બીજા કૂતરાઓ લાંબા રાગે રડતા ઊભા રહી જોઈ રહ્યા ને કાંઠી પેંઠે મારીને નાસી જતો નાર પાછું વાળીને જોયા સિવાય અદૃશ્ય થઈ ગયો.

જોરાવર ગાય, ભેંસ કે પાડાનો શિકારી; હરણાં ને સસલાંની સાથે દોડમાં હરીફાઈ કરી શકે એવો ચપળ; અને લોંકડી કે શિયાળથી ખંધાઈમાં ચારચંદરવા ચઢે એવો આ નાર તડકાનું તદ્દન રાંક પ્રાણી છે. ખોરાકની તંગીને લીધે એનું શરીર નંખાઈ ગયું હતું, રખડપાટના થાકને લીધે એનાં હાડકાં ભાંગી ગયાં હતાં ને લોહી સુકાતાં નિર્બળ માનવી હતાશ બની જાય એમ એના જીવનમાંથી ઉલ્લાસ ને જોમ અદૃશ્ય થતાં જતાં હતાં. તાપ પણ માથું ફાટી

જાય એવો પડતો હતો. જીભને લબડતી મૂકી એ દ્વારા પરસેવો નીતરતો રાખી એ ભોરણમાં ઊંડે ઊંડે હાંફતો પડ્યો રહેતો. એવામાં અચાનક હાકલા પડકારા થયા; બંદૂકની ગોળીઓ ધાણી ફૂટતી હોય એમ ફડાફડ ફૂટવા લાગી ને એની ઊંઘ ઊડી ગઈ. પોતાના સોબતીઓનાં કરુણ મૃત્યુની એને કલ્પના આવી. ભાંગ્યું તોય ભરુચ એ કહેવત મુજબ થાક્યો હાર્યો, પણ નીડર સેનાપતિના અભિમાને ઉશ્કેરાયેલો એ પગ પછાડતો, કરાંઝતો, ફીણના ફોહા ઉડાડતો પૂંછડી પછાડીને ધૂળના ગોટા ઉડાડી ભોરણમાંથી બહાર ધસી આવ્યો; પણ આજુબાજુ કોઈને જોયું નહિ. તાપની ગરમી ને ઊની લૂ વડે એ શેકાઈ જવા લાગ્યો; પણ ભોરણમાં પેસી જવાની બીકુ વૃત્તિ એને પાછા પગ ભરાવે તે પહેલાં એના આત્મ–અભિમાને એને દોર્યો. એનો કાળ એને ખેંચી ગયો ને એણે અવાજ આવતો હતો એ તરફ ડાંફો ભરવા માંડી.

પણ પહાડ જેવા હાથીને નાનકડું મચ્છર જીવલેણ શત્રુ છે, એમ નારને ઉનાળાની અસહ્ય ગરમી ઘાતક નીવડે છે. ક્રોધના આવેશમાં એ થોડે દૂર ગયો નહિ હોય એટલામાં એને ચકરી આવી ને ચારે પગે ઊછળેલો એ પોતાની છલંગ પૂરી થાય તે પહેલાં તમ્મર ખાઈને પડ્યો અને થોડા તરફડાટ અને ગળામાંથી એની કરાંઝવાની મૃત્યુ ચીસો પછી એના પહોળાં થઈ રહેલાં જડબાં નાનાં પક્ષીઓની ચાંચોના ગોદા ખાવાં ફાટ્યાં રહ્યાં.

# વનરાજ—કેસરી



**અંધારી** રાતના પાછલા ચોઘડિયે ગીરથી એક ડુંગરગાળીના કોતરની ભેખડમાં નાનકડી બોડની અંદર એક સિંહણ લાંબી થઈને પડી હતી. તેની બાજુમાં ત્રણ બચ્ચાં પડ્યાં પડ્યાં ચસ્ ચસ ધાવતાં હતાં. તેમની ઝીણી આંખો હજુ સૂર્યના અજવાળાં જોઈ શકી ન હતી. બંધ આંખો, પીળા પટ્ટા ને નાનકડું શરીર લઈને અવતરેલ આ બચ્ચાં બે દિવસમાં તો અંધારે પણ ઓળખી શકે એટલી શક્તિ મેળવી શક્યાં હતાં. સિંહણમાતાનું ધાવણ તેમને પૂરતું પોષણ આપતું અને સિંહણનું દૂધ સોનાનું વાસણ કે

તેના બચ્ચાં સિવાય કોઈ જીરવી શકે નહિ એવું શક્તિભર્યું પયપાન તેમના જીવનને તાજગી આપી રહેતું. હાથોહાથ સૂઝે નહિ એવું ઘોર અંધારું ને બંધ આંખો છતાંય માતાનાં સ્તન પોતાના નાકની ગરમાઈએ તેઓ શોધી લેતાં.

એક નાના બચ્ચાંને નાક વડે પોતાની બાજુમાં જ પોતાના જેવાં જ બીજાં બે શરીર રવડતાં લાગ્યાં. એ તેની બે નાની બહેનો હતી. તેઓ પણ ભૂખી થતાં ઘુરઘુરાટ કરતી, પોતાના ખોરાકમાં ભાગ પડાવતી અને પયપાનમાં હરકત કરતી. આ બે બહેનોને તે પોતાના માથા અને પંજા વડે દૂર ધકેલી મૂકતો અને કોઈ વખત ઘૂરકીને બટકાં પણ ભરી લેતો. એક વખત તો પોતાના પાછલા પગ ઉપર ઊભો થઈ જતાં ગલોટિયું ખાઈ ગયો અને જાણે પોતે કોઈ વસ્તુ સાથે અથડાયો હોય એમ તેને લાગ્યું. મનુષ્ય-બાળ જેમ પોતાની આંખ અને જીભ વડે દરેક વસ્તુ સમજી શકે છે તેમ સિંહબાળ પોતાની આંખ કરતાં નાક વડે વધુ સમજી શકે છે. તેની સુગંધે તે આકર્ષાયો. માંસ તો તેણે કદી ચાખ્યું ન હતું પણ ત્યાં પડેલા હાડકાંને તેણે ચાટી જોયાં.

આ નવી વસ્તુનો સ્વાદ તેને આકર્ષી રહ્યો અને અડધો ભયમાં ને અડધો આશ્ચર્યમાં તે પોતાના પગ ઉપર ઊભો થઈ ગયો, એટલામાં સિંહણ ગુફામાં આવી પહોંચી. તેણે પોતાના જડબામાં પકડી આણેલ ખોરાક પડતો મૂકી ઘુરઘુરાટ કર્યો ને બચ્ચાંને ગરદનથી પોતાના મોંમાં પકડી બોડના ખૂણામાં જ્યાં તેની નાની બે બહેનો પડી હતી ત્યાં મૂકયું, અને ત્રણે ભૂખ્યાં બચ્ચાંઓને ધવરાવવા તે લાંબી થઈને સૂતી, પણ તેની બે પીળી માંજરી આંખો તો

બોડના મોં સામે ચોકી કરતી હતી.

આખા દિવસના કામથી થાકેલી મા રાત્રે ઊંઘ ત્યજીને પણ બાળકની પૂરતી કાળજી લે છે, તેમ આખી રાત શિકારની શોધમાં રખડીને આવેલી સિંહણે, પોતે થાકી ગઈ હતી છતાં બચ્ચાંઓને ધવરાવ્યાં. પછી પોતાની ખરબચડી જીભ વડે ચાટીને સાફ કર્યાં. બચ્ચાંઓએ ધરાઈને સંતોષનો ઘુરરાટ કર્યો ને પછી દડા જેવાં બની એક બીજાની હૂંફમાં ત્રણે લપાઈને સૂતાં. એટલામાં સિંહણ એકદમ છલંગ મારીને કૂદી અને એવી ઘૂરી વાઈને તેણે પંજો ઉપાડ્યો કે બચ્ચાંઓનો બાપ શાર્દૂલ પિતૃવાત્સલ્યથી બચ્ચાંને ગેલ કરાવવા આવેલો તે જીવ લઈને નાસી છૂટ્યો.

કૂતરી જેમ ઘણી વખત ભૂખી હોય છે ત્યારે પોતાનાં નાનાં કુરકુરિયાંને મારી ખાઈ જાય છે, વાંદરો જેમ પોતાનાં નાનાં બચ્ચાંને મારી નાખે છે, તેમ સિંહ પણ પોતાનાં નાનાં બચ્ચાંને મારી નાખતાં અચકાતો નથી; એ સિંહણ જાણતી હોવાથી સિંહને કદી પોતાના નાનાં બચ્ચાંઓ પાસે ઢૂંકવા દેતી નથી. જ્યારે બચ્ચાં જોરાવર થાય ને મા સાથે શિકાર કરવા પહેલવહેલાં બહાર નીકળે ત્યારે જ બાપ તેમને જોઈ શકે છે.

શાર્દૂલની આ પ્રદેશમાં હાક વાગતી. તેના જેવો શિકારી સિંહ ભાગ્યે જ બીજો કોઈ ત્યાં વિચરી શકતો, પણ સિંહણ પાસે તે લાચાર બની ગયો. પોતાની ભૂલ તેને સમજાઈ કે તરતની વિયાએલ સિંહણ જીવલેણ ઝનૂન દાખવે છે; એટલે તે ચુપચુપ ખસી ગયો અને ત્યાંથી અર્ધો માઈલ ઉપર પાણીના ધરાને કાંઠે ગીચ ઝાડી હતી ત્યાં

આવીને સૂતો.

નવમે દિવસે કેસરી અને તેની બેઉ બહેનોની
ઊઘડી અને સૃષ્ટિની લીલા નીરખીને તે કૂદાકૂદ
લાગ્યાં. તે પછી સિંહણ પોતાના શિકારેથી દી
પહેલાં બોડમાં આવી પહોંચવાની તકેદારી રાખતી.
મળે કે ન મળે, તોય ભૂખી ભૂખીએ પોતાનાં નાનાં બ
ઓની ચિંતાએ ઘેરાઈને જરાય મોડું ન કરતી. તેને
હતી કે, દેખતાં થયેલાં બચ્ચાં રખેને દોડતાં દોડતાં બોડ
બહાર નીકળી આવે ને કૂતરા કે માણસની નજરે પ
તેમનું આવી બને. એ બીતિ તેના કાળજામાં ઊંડી
બેસી ગઈ હતી.

બે મહિનામાં તો બચ્ચાં ખૂબ મોટાં થઈ ગયાં. સિ
જ્યારે શિકારેથી પાછી ફરતી ત્યારે તેમને બોડની
તેની રાહ જોતાં ઊભેલાં જોતી. પોતે તેમના માટે હાડ
માંસના ટુકડા ગુફામાં રાખી મૂકતી તેને બચ્ચાં ચાટ
એક બીજા જોડે ઘુરકાટ, ગેલ અને મજા કરતાં
જતાં ત્યારે ઊંઘમાં પડતાં. ઊંઘ દરેક નાનાં બચ્ચાં
ઉછેર અને શક્તિ આપે છે, તેમ આ નાનાં બચ્ચાં
અને બળમાં વૃદ્ધિ પામતાં હતાં.

એક સવારે સિંહણ કાંઈ શિકાર સાથે લાવ્યા સિ
વહેલી પરોઢમાં બોડ તરફ પાછી ફરી, ને અંદર પ્રવે
સિવાય બહાર લાંબી થઈને સૂતી. નાનાં બચ્ચાં દોડીને
ધાવવા વળગ્યાં તેવી જ તે કૂદીને ઊભી થઈ ગઈ
આગળ ચાલવા લાગી. બચ્ચાં પણ તેની પાછળ ઊપ
બસેંક વાર દૂર જઈને તે બેસી ગઈ. બચ્ચાંઓ ખૂબ ભ

થયાં હતાં, તેથી સિંહણને બેઠેલી જોઈ આનંદમાં આવીને ધાવવા માટે તલપ્યાં, પણ એટલામાં તો સિંહણ ફરી ઊભી થઈને આગળ ચાલવા લાગી. બચ્ચાંઓ પણ માનો સંકેત સમજી ગયાં હોય તેમ તેની પાછળ પાછળ ઊપડ્યાં. આ રીતે સિંહણ પોતાનાં બચ્ચાંઓને સ્થળાંતર કરાવવાના ઇરાદે પાંચેક માઈલ દૂર ઘાટી ઝાડીમાં અંધારું ખૂબ હતું ને છોડવા છતાં ઝાડોની મોટી વાડ હતી તેવી સુરક્ષિત હરિયાળી ભૂમિમાં, શાર્દૂલ ભૂખ્યે પેટે લાંબો થઈને પડ્યો હતો ત્યાં દોરી લાવી.

બચ્ચાંઓને જોતાં જ શાર્દૂલ આનંદમાં આવી ગયો અને ઊભો થઈ પૂંછડું પછાડી ફાળ ભરતો દોડી આવ્યો. સિંહણ બચ્ચાંને કાંઈ થાય તો શાર્દૂલ ઉપર તૂટી પડવા પોતાના નહોર તૈયાર કરી ઊભી રહી, પણ શાર્દૂલ તો પોતાનાં બચ્ચાંને નાચતાં જોઈ ખુશી થતાં તરત જ ચાલ્યો ગયો અને આ રીતે સિંહણે પોતાનાં બચ્ચાંઓને તેમનાં પિતાના દર્શન કરાવી, જે ભીતિ હતી તે ટાળી. પછી તો બચ્ચાં સિંહની ઉપર પણ કૂદાકૂદ કરીને રમતાં અને એ રીતે કુટુંબ મોજમાં દિવસો ગાળવા લાગ્યું.

ઉનાળાની ધખધખતી રેતી તેમના કુમળા પંજા શેકી નાખતી ને ઉગ્ર તડકાની તવ તેમની આંખો ઝીલી શકતી નહિ, તેથી શાળે છાંયડે પડ્યા રહેવા સિવાય દિવસમાં તો આ બચ્ચા કાંઈ જ કરતાં નહિ. સિંહ તડકાનું રાંક પ્રાણી છે, એટલે સાંજ પડતાં શાર્દૂલ શિકારની શોધમાં જવા ઊઠ્યો.

સિંહણ તરફ તેણે ઘુઘવાટ કર્યો, એટલે સિંહણ પણ શિકારે જવાનો વખત થયો સમજીને ઊભી થઈ, પણ બચ્ચાંઓને આવે સ્થળે રેઢાં મૂકીને જતાં તેનો જીવ ચાલ્યો નહિ, તેથી થોડે દૂર જઈ તે ઊભી રહી. બચ્ચાંઓ પણ માની ગેરહાજરી વેઠવા તૈયાર ન હોય તેમ તેની પાછળ ઊપડ્યાં ને જરા જરા ગરમ ધૂળથી દઝાતું હોવા છતાં તેની દરકાર કરી નહિ.

શરૂઆતના બે કલાક તો તેઓ છાંયડાવાળી ઠંડી જગ્યામાં ઘણી ચૂપકીથી સામે પવને રખડ્યાં એટલે પવન તેમને શિકારની ગંધ લાવી આપે. ફરતાં ફરતાં તેઓ દસેક માઈલ નીકળી ગયાં. સિંહ એટલી ચૂપકીથી ને ત્વરાથી ચાલે છે કે માઈલોના માઈલોની મુસાફરીનો તેમને ખ્યાલ આવતો નથી.

બે બહેનો થાકી જવાથી લાંબી થઈને પડી અને નાનો કેસરી પણ એટલો થાકી ગયો હતો કે તેને પણ વિરામ લેવાની ઇચ્છા થઈ.

તેના પગ લાંબી મુસાફરી માટે ટેવાયેલા ન હોવાથી તેમાં તાકાત રહી ન હતી. સિંહણ પોતાના બચ્ચાંને બેસી ગયેલાં જોઈ નજીક આવીને નિરુપાયે લાંબી થઈને પડી, એટલે કેસરી પોતાના પંજા ઉપર પોતાનું માથું ટેકાવી કાન અને નાકને સરવા કરી રમતનું ચિહ્ન કે અવાજ જાણવા તત્પર બની રહ્યો. તેઓ એકાદ કલાક ત્યાં રોકાયાં એટલામાં સિંહણે તેમને ધવરાવ્યાં. તાજા ખોરાકથી સ્ફૂર્તિ અનુભવી તેઓ થાકને વીસરી ગયાં ને મસ્તીમાં ચડ્યાં; એટલે શાર્દૂલ અને સિંહણે આગળ મુસાફરી કરવાની ઇચ્છાએ ચાલવા માંડ્યું ને બચ્ચાંઓ પણ તેમના

ડગલે ડગલું મૂકી પાછળ ઊપડ્યાં.

કલાકેક પછી તેઓ એક માઈલેક લાંબા કોતરમાં આવી પહોંચ્યાં. ઠેર ઠેર પાણીના ખાડા ભર્યા હતા. સિંહણ પોતાનાં બચ્ચાંઓને આરામ આપવા ત્યાં રોકાઈ એટલામાં શાર્દૂલ કલાકની ફેરી મારી આવ્યો ને જમીન સરસો લાંબો થઈને સૂતો. ઘડી પહેલાં જે વિકરાળ અને શક્તિશાળી દેખાતો તે રૂનું ગાદલું હોય તેમ તદ્દન નરમ-ઘેંસ જેવો થઈને જમીન સરસો પડ્યો હતો.

પાસે જ સિંહણ તેની લગોલગ સૂતી હતી અને તેની ચપળ આંખો ખીણને નાકે તાકી રહી હતી, એટલામાં તેને કોઈ નવી જ ગંધ આવી. ઘડીકમાં તે ગંધ બંધ પડી ને પાછી એકદમ જોરથી ચોમેરથી આવતી હોય તેમ તેને લાગ્યું. સિંહણ બચ્ચાંઓ માટે જે ખોરાક લાવતી તેના જેવી જ આ ગંધ કેસરીને લાગી; પણ આ ગંધ તેથી જરા વધુ સતેજ હોય એવું કંઈક તેને લાગ્યું અને તેના નાનકડા શરીરમાં ભયની એક ધ્રુજારી આવી ગઈ.

આ ખોરાક સજીવ હોઈ તેના શરીરમાં ઉષ્માભર્યું લોહી વહેતું હોય એવી એ ગંધ તેને અગાઉ કદી આવી ન હતી, અને એ ગંધ ઉપરથી ખોરાકને કદી જોયો પણ ન હોય છતાં તેના નાનકડા મગજને જાણે ભયના ભણ-કારા વાગતા હોય એમ તેણે માતાના પડખાનું શરણ શોધ્યું ને લપાઈને માથું નીચું કરી જમીન સરસો થઈને ગુપચુપ બેસી તેના માબાપ પેઠે તે શાંત થઈ ગયો; કારણકે સિંહ અનુભવ કરતાં પ્રસંગો ઉપરથી જ શિકાર કરવાનું વધુ શીખે છે. આજના પ્રસંગે તો બચ્ચાંઓને માબાપ—

બન્ને શિક્ષકો સાંપડ્યાં હતાં.

થોડી પળ પછી શાર્દૂલ ઊઠ્યો અને પોતે જે રસ્તે આવ્યો હતો તે રસ્તે પાછો ગયો, પણ સિંહણ તો ચુપચુપ શાંત ચિત્તે ત્યાં પડી રહી. નાનાં બચ્ચાંઓએ પણ માનું અનુકરણ કર્યું. અર્ધો કલાક પછી ભેખડ ઉપર થઈ ને તે ગંધ પસાર થતી હોય એમ લાગ્યું, કારણકે શિકારીઓની એક ટોળી શાર્દૂલની ગંધે એ તરફ ઊતરી આવીને પસાર થતી હોય એમ સ્પષ્ટ અનુમાન થતું હતું.

શાર્દૂલ ભેખડની બીજી બાજુએ ઉપરવાસ પોતાનું કાર્ય પતાવતો હતો, પણ શિકારીઓને એ ત્યાં હોવાની ખાતરી ન હતી. તેઓ અર્ધોક માઈલ શોધમાં આગળ ગયા અને ચોમેર તાકી રહ્યા. પવન ઉપરવાસથી હોવાથી સિંહણની ગંધ તેમને પહોંચી ન હતી, પણ તેમની ગંધ હેઠવાસે ખીણમાં પડેલી સિંહણને જલદી પહોંચી ગઈ. પ્રવાસની તૈયારી કરતી સિંહણ અને બચ્ચાં આ સખત આવતી ગંધથી ફરી પાછાં ચૂપ બનીને બેસી ગયાં. એટલામાં જંગલ ગાજી ઊઠયાં; વૃક્ષો ખખડી ઊઠ્યાં ને જળ ખળભળી ગયું એવી ભયંકર ત્રાડ સાંભળાઈ અને ધરતી ધણુણી ઊઠી હોય એમ લાગ્યું. જંગલના જનાવરો ભયભીત બની નાસભાગ કરવા લાગ્યાં અને એટલા અંધારામાં એવા નાઠેલા ટોળાંઓની ખરીઓના પડછંદા તેમની નજીક આવતા સંભળાયા. સિંહણ એક જ પળમાં ઊઠી, ઊભી થઈ, સહેજ નીચી નમી ને બચ્ચાંઓ કાંઈ સમજે તે પહેલાં તો હવામાં ઊછળી ને એક આછા દેખાતા ઓળા ઉપર તૂટી પડી. ઓળાના પગની લાતો સિંહણને વાગે

તેટલામાં તો સિંહણે તેના માથા ઉપર પંજો મારી તેની ગરદનમાં તેના તીક્ષ્ણ દાંત ઊંડા બેસારી દીધા હતા.

બચ્ચાંઓના ઉત્સુક ભેજામાં ઝનૂન ઊભરાયું ને તેઓએ દોડીને મૃત આખલાના ભાગોની ખેંચતાણ કરવા માંડી. તીક્ષ્ણ દાંતો મજબૂત ચામડું કાપી શકે નહિ, તેથી સિંહણે કૂણો ભાગ બચ્ચાંઓને કાઢી આપ્યો, એટલામાં શાર્દૂલ આવી પહોંચ્યો.

પોતાનો ખોરાક ખાઇ ને બચ્ચાંઓ ધરાઈ રહ્યા હોય એમ લાગ્યું એટલે શાર્દૂલ તેમને તે કોતરમાંથી બહાર દોરી ગયો અને સંતોષની ધીમી ઘુઘવાટીના પડછંદા ખીણોમાં ચોમેર પથરાઈ રહ્યા, કારણકે સિંહ શિકારની વખતે ગર્જના કરતો નથી. તે વખતે તો તેનું લક્ષ શિકાર ઉપર જ હોય છે; પણ ધરાઈને મારણ કર્યા પછી જ તે સંતોષાઈને ગર્જનાઓ કરે છે. રસ્તે આવતા ધરામાંથી શાર્દૂલે અને સિંહણે પાણી પીધું તે જોઈ બચ્ચાંઓએ પાણીમાં જીભ બોળીને થોડો લબલબાટ કર્યો, કેમકે ખોરાકમાં આવેલ ખારાશ ને લોહીને લીધે તેમને પણ તરસ લાગી હતી. પાણી પીતાં શીખ્યાને હજુ આ તેમને બીજો જ મહિનો હતો, તે પહેલાં તો તેઓ ધાવતાં હતાં.

પો ફાટતાં પહેલાં તેઓ ઝાડીમાં પહોંચી ગયાં ને આખો દિવસ આરામ લેવા ત્યાં છુપાઈને સૂઈ રહેવાય એવી વગ હોવાથી જઈને પડ્યાં.

આ રીતે રાતોની રાતો ફરીને તેમણે માબાપ સાથે

શિકાર ખેલ્યા. કોઈ કોઈ વખત પચાસ પચાસ માઈલોના ફોગટ ફેરા પણ પડતા ને તે વખતે પાણી અને ખોરાકના પણ સાંસા પડતા. આ રીતે બે મહિના બરાબર શિકારમાં સાથે ફર્યા પછી જો બચ્ચાંઓ ધાવવા માટે નજીક આવતાં તો સિંહણ તેમને પંજો બતાવી દૂર રાખતી અને બીજા બે મહિના પછી—તેઓ છ મહિનાનાં થયાં ત્યારે તો તેમને સૂવા માટે પણ નજીક આવવા દેતી નહિ, ને એ રીતે ધીમે ધીમે પોતાની જાતની સંભાળ લેવાની તેમને ફરજ પાડી. આથી બે મહિના પછી જ્યારે ઓચિંતી આફત આવી પડી ત્યારે તેમને જરાય વસમું લાગ્યું નહિ.

એવું બન્યું કે, એક વખત ખૂબ રખડવા છતાં શિકાર મળ્યો નહિ, એટલે સંધીનું એક બાળધું પડયું હતું તેના મુવાડા તરફ તેમણે નજર નાખી. શાર્દૂલ સહુને ત્યાં દોરી લાવ્યો. પોતાની કુનેહ મુજબ સિંહણ અને બચ્ચાંને પવન-ની હેઠવાસ રાખી શાર્દૂલ ઉપરવાસ તરફ ઊપડ્યો. સિંહણ બચ્ચાં સાથે લપાઈ ને બેસી ગઈ. સિંહની ગંધ આવતાં જ બાળધું ખળભળી ઊઠ્યું. વાછડા ભયભીત બની ચારે પગે ઊછળ્યા ને જીવ બચાવવા પવનની દિશામાં નાસી છૂટ્યા. લાગ જોઈને બેઠેલી સિંહણે એક આખલો ઝડપી લીધો ને કેસરી તથા તેની બહેને એક વાછડો પાડ્યો. સિંહે પણ પોતાનો ભક્ષ મેળવી લીધો. અંધારી રાત હતી એટલે કોઈ પાછળ નહિ આવે એમ તેમણે માનેલું, પણ કેસરીએ પોતાની પાછળ થતા હાકોટા સાંભળ્યા અને ઢોરની વાસ સાથે બીજી વિચિત્ર વાસ ભળેલી તેને જણાઈ, એટલે તેઓ ત્યાંથી ખોરાકને ખાંધોલે ચઢાવી

નાસી છૂટ્યા અને દૂર જઈ મારણ કર્યું. પાંચેક માઈલ રખડી તેઓ ઝાડીમાં પહોંચ્યા. ત્રણેક કલાક દિવસ ચઢ્યો હશે તે વખતે સિંહણે ઓચિંતી ત્રાડ નાખી, તે સાંભળી બચ્ચાં ઝબકી ઊઠ્યાં, અને શાર્દૂલ પોતાનું વિકરાળ માથું ઊંચું કરી સામા પવને નસકોરાં ફુલાવી ગંધ પારખવા લાગ્યો. કેસરીને શિકાર કરતી વખતે જે ગંધ આવેલી તેવી જ પણ વધુ નજીક એ ગંધ આવતી હોય એમ લાગ્યું. માંસ, વગડાઉ જનાવર કે કૂતરાઓની ગંધ તો તેને સુસાધ્ય હતી, પણ આ તો ભયંકર વાસ હતી અને તે વાસને લીધે તેના મગજમાં ભયની આગાહી આવી ગઈ. આવી ગંધ સામે પડકાર કરતો તે વારંવાર ઉત્સુક બની સામા ડગ ભરતો, પણ આજે તેણે ગુપચુપ નાસી જવામાં ડહાપણ માન્યું, ને કોતરોની વચ્ચે ઊંચું ઘાસ હતું તેમાં સરી જવા પગલાં ભર્યાં. સિંહણ અને બચ્ચાં પાછળ દોડ્યાં. તેઓ ઝાડીમાંથી બહાર નીકળ્યાં કે તરત જ ભેખડ ઉપરથી માણસોનો ગોકીરો, રીડ અને ચાહકા સંભળાયા; અને ધડ્ ધડ્ એ અવાજ દૂર અને નજીક સંભળાયા, ને તેમના માથા ઉપર થઈને મધમાખીઓના ટોળા જેવું ગણગણતું કાંઈક સરી જતું તેમને લાગ્યું. એક ગોળી શાર્દૂલની ચામડીને ઘસાઈને સરકી ગઈ, પણ બીજી ગોળી સિંહણના ખભામાં પેસી ગઈ. આથી તે એકદમ છંછેડાઈ ગઈ અને જીવ ઉપર આવી જઈ નઘાતિયા કરી સામી છાતીએ હલ્લો ખાળવા ઊભેલા નર-વીર પેઠે દુશ્મનો સામે ત્રાડતી ઊભી રહી; ને મોં આડે પંજો ધર્યો. ભયંકર ત્રાડ નાખતા શાર્દૂલે પચાસેક વાર દૂર ઊભેલા ઘાસમાં પોતાના પરિવાર સાથે ઘૂસી જવાનું યોગ્ય

માન્યું. સિંહણ ભારેવાઈ (સગર્ભા) હતી તેથી પોતાને થયેલ ઘાને લીધે ઉતાવળી ચાલી શકી નહિ. વળી ઘાસ દશેક ફૂટ દૂર હતું એટલામાં બીજી ગોળી આવીને તેના ગળા સોંસરવી ચાલી ગઈ, છતાં ઝપટ કરીને ઘાસમાં વીશેક ફૂટ દૂર બીજાઓ હતાં ત્યાં તે પહોંચી ગઈ અને કાન ઊંચા કરી, હોઠ પીસીને કેસરીએ કદી નહિ જોઈ હોય એવી આગ ઝરતી વિકરાળ આંખો વડે ડારતી તે લાંબી થઈને જમીન સરસી બેસી ગઈ.

ખુલ્લા મેદાનમાં થઈને એક શિકારી દશેક વાઘરી સાથે આવતાં દેખાયો. શિકારી ઘાસને શેઢે આવી પહોંચ્યો અંદર પેસવા ગયો તેવી જ સિંહણ તેની તરફ ધીમે ધીમે ઢસડાઈને આગળ વધી. દશેક વાર એ રીતે આગળ વધ્યા પછી શિકારીઓ તેને જોઈ રહ્યા છે એમ માની તે નિશ્ચેતન જેવી બની રહી. એટલામાં શિકારી અને વાઘરીઓ તેની છેક નજીક આવી પહોંચ્યાં.

તેઓ આઠેક ડગલાં દૂર રહ્યા ત્યાં તો સિંહણ ઓચિંતી છલંગ મારીને તેમના ઉપર તૂટી પડી. દશ નહોરના પંજાની થપાટે શિકારી તૂટીને ઢગલો થઈ ગયો અને તેનું ગળું ચિરાઈને છૂંદો થઈ ગયું. સિંહણ ઝનૂની બની તેના ઉપર ચારે પગે ઊભી રહી ને તીક્ષ્ણ દાંતો વડે તેનું આખું શરીર પીંખી નાખ્યું; એટલામાં ગોળીનું ઝેર વ્યાપી જતાં તે નિર્જીવ બની તેના ઉપર પડી. વાઘરીઓ તો જીવ લઈને નાસી છૂટયા. શાર્દૂલે ત્રાડ મારી, તે સાંભળતાં વાઘરીઓના પગ ભાંગી ગયા, છતાં જીવ બચાવવા તેઓ નાસી છૂટયા. એકે જતાં જતાં બંદૂકનો અવાજ

પણ કર્યો.

બંદૂકના અવાજથી શાર્દૂલ પાછો વળી ગયો ને સિંહણ અને શિકારી પડ્યા હતા ત્યાં આવી સિંહણને મરેલી જોતાં નિરાશામાં ડોકું ધુણાવ્યું ને ભારે હૈયે ગાઢ જંગલ તરફ ચાલવા માંડ્યું. કોઈ સ્થળે પોતાના અંગના માણસનું મૃત્યુ થાય એ સ્થળ જેમ અળખામણું થઈ પડે તેમ તેને આ સ્થળ જલદી તજી દેવાનું યોગ્ય લાગ્યું. કદાચ ભયની લાગણી પણ હોય! બચ્ચાં પણ તેની પાછળ ઊપડ્યાં. છેવટે ધરતી ખદખદી ઊઠે એવા બળતા બપોરે પંજા શેકાઈ જતા હતા ત્યારે એક કોતરમાં આવી તેઓ લપાઈ ગયાં.

આ રાત્રે શાર્દૂલ શિકારે ગયો નહિ, પણ તેણે આખી રાત બચ્ચાંઓને લઈને મુસાફરી ચાલુ રાખી, આઠેક માઈલ દૂરના ડુંગરાળ પ્રદેશમાં સ્થળાંતર કર્યું; કારણકે બપોરે તેઓ પડ્યાં હતાં ત્યાં માનવી અને ઢોરની મિશ્ર ગંધ આવતી હતી અને એવા સ્થળે બચ્ચાંઓને રાખવામાં તેને સલામતી લાગી નહિ. જોખમ ખેડીને એવા શિકાર કરવા કરતાં દૂર દૂર ચાલ્યા જવામાં તેને ડહાપણ દેખાયું.

બીજે દિવસે તેઓ ક્ષુધાતુર બની ગયાં હતાં. સૂર્યાસ્તને બે કલાકની વાર હતી એવામાં એક બાળધું આવીને નદીને કાંઠે પડ્યું. શિકાર માટે દૂર દૂર ભટકવા કરતાં ઓછી મહેનતે જો શિકાર અહીં જ મળી જતો હોય તો થોડો વધુ વખત ભૂખ વેઠી લેવાને ઇરાદે તે એક હેઠવાસ આવેલા કોતરમાં લપાઈને બેઠો. રાત ઢળી એટલે બાળધું કાંઠે ચરવા મંડ્યું, એટલે તેમણે ધીમે પગલે સામે પવને આગળ વધવાનું શરૂ કર્યું. છેક નજીક તેઓ આવ્યાં એટલામાં ગંધથી

ભડકી ઊઠેલા વાછરડા ને બળદો પોતાનાં મોં ઊંચાં કર
એબાકળા બની ચોમેર તાકી રહ્યા ને માથે પૂંછડું લ
નાસી છૂટે તે પહેલાં તો શાર્દૂલે છલંગ મારીને શિકા
પાડ્યો. કેસરી અને તેની બહેને પણ એક વાછડો પોતાન
જોર ઉપર તેની માની શિખવણી મુજબ હલ્લો કરી
ઢાળી દીધો હતો.

બચ્ચાંઓએ પોતાનો શિકાર પોતાની જાતે કર્યો હત
એટલે ભાગ્યશાળી હતાં, નહિ તો આજ તેમને ભૂખ્ય
રહેવું પડત; કેમકે શાર્દૂલે તેના ખોરાકમાંથી કેસરીએ બટ
ભર્યું ત્યારે એવી ઘૂરી વાઈ કે કેસરીને ખસી જવું પડ
હતું. આજના શિકાર ઉપરથી તેને શીખવાનું મળ્યું કે
માના શિકારમાંથી પોતાને ભાવતું ખાવાનું મળતું તેમ હ
બાપ આપે તેમ ન હતું, અને શિકાર કરતી વખતે ખૂ
સાવચેતી અને શક્તિ જાળવવાનો પાઠ તેને ભવિષ્ય માં
ઉપયોગી થઈ પડ્યો. આ પછી તેમણે શાર્દૂલની દેખરે
તળે શિકાર કર્યા ત્યારે પોતાનો શિકાર પોતે જાતે જ મેળવ
લેવા માંડ્યો.

ચારેક મહિના પછી બચ્ચાં વરસેક દિવસનાં થયાં
એટલામાં એક વખત તેમણે બે નદીના સંગમ ઉપર—
દોઆબમાં એક શિકાર કર્યો. ભરખ ઘણો થયો હતો
પરોઢ થવાની તૈયારી હતી, એટલામાં એકાદ માઈલ દૂરથ
એક બીજા સિંહની ગર્જના સંભળાઈ અને તે પછી થોડ
વારે ભય, દુ:ખ ને દર્દના આર્જવભર્યો બીજા સિંહને

ઘુઘવાટ સંભળાયો.

શાર્દૂલ એકદમ થંભી ગયો. તેની કેશવાળી ઝણઝણી ઊઠી. તેણે એ આર્જવભરી બૂમ સાંભળી. પડછંદા પડ્યા ને ફરી અવાજ આવ્યો. તેના જવાબમાં કેસરીએ કદી સાંભળી ન હતી એવી ઝનૂન અને શૌર્ય ઊભરાતી ત્રાડ શાર્દૂલે નાખી. પોતાની મા જીવતી હતી ત્યારે કેસરીએ શાર્દૂલને ત્રાડ નાખતાં સાંભળેલો, પણ પછી તરત જ તે ઊંઘવા માટે ઝાડીમાં ચાલ્યાં જતાં; પણ અત્યારે તેનું રૂપ ફરી ગયું હતું. તેણે ઊંઘવા જવાને બદલે બીજો માર્ગ લીધો. તેની કેશવાળી ઊભી થઈ ગઈ અને માથું ઉછાળતો તે અવાજની દિશામાં છલંગો મારતો ઊપડ્યો. તે સમજી ગયો હતો કે પહેલી ગર્જના તે પોતાની સહચરીને મેળવા માટે કરેલી જીતની હતી અને બીજો ઘુઘવાટ હારેલ સિંહનો દુઃખ–દર્દ ભર્યો હતો.

શાર્દૂલને પણ એકલવાયું જીવન ગમતું નહિ અને સહચરીની ઝંખના તેને થયા કરતી. તેમાં તેને તક સાંપડી. તેણે વિજેતા સિંહને લડાઈનું આહ્‌વાન આપ્યું. તેની ત્રાડ થડકતા કાળજા સોંસરવી નીકળી હતી. મોં બિલકુલ બંધ હતું છતાં ત્રાડ ભયંકર હતી ને ઊંડી હૃદયવેદનાભરી ત્રાડમાં ઝનૂન હતું.

બચ્ચાંઓ પણ સિંહની પાછળ ગયાં. થોડે દૂર એક ઝાડ તળે સિંહણ તેમની તરફ તાકીને બેઠી હતી ને તેની બાજુમાં કાળી કેશવાળીવાળો સિંહ શાર્દૂલનું આહ્‌વાન ઝીલી મગરૂરીથી સિંહ તરફ જોઈ તૈયાર બની ઊભો હતો. શાર્દૂલે તેને જોતાં જ ત્રાડ નાખી. તેની કેશવાળી ઊભી

થતાં ડાલામથા કેસરીનો સીનો ફરી ગયો. ફીણુ ઉડાડતો તે એકદમ ખસી ગયો. બન્ને લગોલગ થઈ ગયા. દશેક ડગલાનું અંતર હતું. બન્ને ઘૂરકતા ને છલંગો મારવા તલપી રહ્યા હતા. પૂંછડું પછાડી ધૂળના ગોટા ઉડાડતાં બન્ને એક બીજાને દાબી દેવા તલપી રહ્યા હતા. કેસરી અને તેની બહેન દૂર ઊભાં રહી તાકી રહ્યાં હતાં. એવામાં બન્ને કૂદ્યા અને એક બીજાને ચોંટી પડી અફળાતા, અટવાતા, દડતા, પડતાઆખડતા દેખાયા. ફીણુ ઊડતું હતું, ધૂળના ગોટા જામ્યા હતા ને ભયંકર વાતાવરણ જામ્યું હતું. એવામાં ઘેરૈયા પેઠે આખા શરીરે રંગાઈ ગયેલા શાર્દૂલે ઊભા થઈ વિજય-ગર્જના કરી. ધીમો ઘુઘવાટો કરતો દુશ્મન ભય, ત્રાસ અને દર્દથી અધમૂઆ જેવો પગ ઘસડતો પડ્યો રહ્યો. તેના ગળામાંથી લોહીના ફુવારા ઊડતા હતા. શાર્દૂલે તેનું કાળજું ચીરી નાખ્યું હતું. શાર્દૂલ પણ આખા શરીરે ઉઝરડાઈ ગયો હતો, છતાં વિજયના મદમાં તેને એ ઘાનું દર્દ સાલ્યું નહિ. તેણે ખસીને ફરી ગર્જના કરી ને સિંહણ તરફ જોયું ન જોયું કર્યું; એટલામાં ધીમે પગલે સિંહણ શાર્દૂલ પાસે આવી તેને સૂંઘીને તેના શરીર સાથે પોતાનું શરીર લગોલગ અડાડી ઊભી રહી. શાર્દૂલે પોતાનો પ્રેમ વ્યક્ત કરવા તેનું માથું જીભ વડે ચાટયું. તેણે આગળ ડગ ભર્યાં ને સિંહણ તરફ પાછું વાળી જોઈ ને નાસવા માંડ્યું. સિંહણ તેની પાછળ ચાલી નીકળી. પોતાના શૌર્યથી મોહીને સ્ત્રી પાછળ ચાલી નીકળે એમાં શૂરવીરની મહત્તા લેખાય, એમ વિજય પામેલો શાર્દૂલ ગૌરવપૂર્વક સિંહણને દોરી ગયો. ઘવાઈ ને પડેલો સિંહ જીવન-મૃત્યુ વચ્ચે ઝોલાં

આતો પોતાના નસીબને આધારે ત્યાં પડ્યો રહ્યો. તેની કોઈએ દરકાર પણ કરી નહિ.

શાર્દૂલને હવે ઘા ઠર્યો ને દર્દ વધ્યું. તે એક ઝાડીના છાંયડે આવીને બેઠો. સિંહણે પાસે બેસી તેના ઘા ચાટવા માંડયા. કેસરી અને તેની બહેન હંમેશ મુજબ શાર્દૂલની સોડમાં લપાવા ગયાં ત્યાં તો શાર્દૂલે ઘૂરકીને તેમને દૂર ધકેલી મૂક્યાં.

કેસરીને ખ્યાલ આવ્યો કે હવે બાપ અને સાવકી મા સાથે રહીને શિકાર ખેલી શકાશે નહિ. તેથી નવી સોબત જમાવી તેને પોતાનું જૂથ કરવાનું મન થયું. તેણે દૂર જઈ માબાપની રજા લેતો હોય તેમ વિદાય–ગર્જના કરી અને પોતાની બહેના સાથે ત્યાંથી પાંચેક માઈલ દૂર જઈ જીવનમાં પહેલી જ વખત પગભર થવાની શરૂઆત કરી હોય તેમ પડાવ નાખ્યો.

એકાદ અઠવાડિયામાં તો તેને ત્રણ બાળ સિંહોની સોબત મળી ગઈ. તે બે કુટુંબનો વસ્તાર હતો. તેઓ બારેક મહિનાનાં હોય એવડાં દેખાતાં હતાં. થોડાજ વખત ઉપર તેમને તેમના માબાપોએ હાંકી કાઢ્યાં હતાં, કેમકે સિંહણ દર વર્ષે વિયાય છે, એટલે સિંહ અને સિંહણ પોતાના આગલાં બચ્ચાંઓને હાંકી જ કાઢે છે. જો કેસરીની મા મરી ગઈ ન હોત તોપણ તેમને કાયમને માટે કાઢયાં ન હોત, તો છેવટે થોડા વખતને માટે તો રખડતાં મૂકયાં જ હોત.

આ રીતે આઠેક સોબતીનું ટોળું જમાવી કેસરી

ટોળાના બળ ઉપર મદાર બાંધી શિકાર ખેલવા લાગ્યો. દરેક ટોળામાં એકાદ મોવડી આગેવાન જોઈએ, એટલે કેસરીએ એ ટોળાના મોવડીપદ માટે પોતાની જાતને યોગ્ય માનીને આગળ કરી.

તે રાત્રે તેમણે ચારેક હરણાં માર્યાં. ટોળામાંના એક બાળસિંહે પોતાના ભાગમાં એક હરણ ઉપાડયું, ને બીજાં-એએ ભેગો ભક્ષ કર્યો. થોડી વારે કેસરીએ પેલા એકલા ભાગીદારના શિકારમાંથી બચકું ભર્યું એટલામાં તેણે ગુસ્સે થઈને ઘૂરકી ખાધી અને તેને પંજો માર્યો. કેસરીએ બાજુએ ખસી જઈ તેનો ઘા ચુકાવ્યો અને પછી ત્રાડ મારીને એવી થપાટ મારી કે પેલો ગલોટિયું ખાઈ ગયો. પોતાના આ વિજયના ગૌરવમાં તેણે પોતાનો ખોરાક ખેંચી લઈને ખાવા માંડ્યો. તેમાં કોઈએ વાંધો ઉઠાવ્યો નહિ ને પેલો સિંહ તો જોઈ જ રહ્યો. આ રીતે તે ટોળાનો નાયક બની ગયો અને તેના વિજયથી આકર્ષાઈ એ ટોળામાંની એક સિંહણ તેની સહચરી હોય એમ તેની સાથે વર્તવા લાગી. તે શિકાર કરે ત્યારે તેની પડખે રહે ને સૂવે ત્યારે તેની સોડમાં લપાય.

એક વખત કેસરીને પગમાં વાગેલું ત્યારે શિકાર કરી લાવીને તેને તે ખવડાવતી. આ રીતે બીજાઓને નાયકીપદ અને સહચરી માટે બબ્બે લડાઈઓ લડવી પડતી ત્યારે કેસરીને થોડી મહેનતમાં બન્ને વસ્તુઓ એકી સાથે સાંપડી—એટલો એ ભાગ્યશાળી!

વરસેક દિવસ સુધી તો તેમની ટોળીએ સાથે રહીને શિકાર કર્યો પણ પછી બીજા સિંહો વચ્ચે હમેશાં ઝગડા

ને લડાઈઓ થયા કરતી અને સિંહણો પણ યૌવનમાં પ્રવેશીને પોતાનો તરવરાટ દાખવતી. છેવટે કેસરીની એક બહેન ટોળામાંના એક સિંહ સાથે શિકાર કરવા ગઈ તે ગઈ. ફરી તેઓ ટોળામાં આવ્યાં નહિ. એકાદ અઠવાડિયા પછી તેની બીજી બહેન જેને નાયકીપદ માટે કેસરીએ માર્યો હતો, તેની સાથે ટોળામાંથી છટકી ગઈ.

તે સાંજે અચાનક કેસરીને પોતે જન્મ્યો હતો તેવી ગુફાવાળા ડુંગરા અને કોતરોની યાદ આવી, અને ઓચિંતું ત્યાં જવાનું મન થઈ આવ્યું. જન્મભૂમિનું આકર્ષણ અદ્ભુત વસ્તુ છે, શિકારની ખોજ છોડી કેસરી માઈલો દૂર આવેલ ડુંગરાઓમાં બોડની શોધ માટે ઊપડ્યો અને તેની સિંહણ-ભયહીન પણ ટોળાનાં બીજાંઓને તજી દઈને તેની પાછળ ચાલી નીકળી.

એક મોટી ધારના પેટાળમાં પોતે જન્મ્યો હતો તેના કરતાં ઘણી મોટી ને ઠંડી બોડ તેણે શોધી કાઢી ને પોતાની સહચરી ભયહીન સાથે તે એક રાત ત્યાં નિરાંતે સૂતો.

પછી છ એક માસ સુધી તેણે તે પ્રદેશમાં ચક્રવર્તી-પણું ભોગવી શિકારની મોજ માણી, પણ એક રાત્રે ભયહીન બોડમાંથી શિકારે જવા બહાર નીકળી નહિ, તેથી તે પોતે એકલો ઊપડી ગયો ને એક રોઝ ભયહીન માટે લેતો આવ્યો.

શિકાર આપવા જેવો તે બોડના મોં પાસે આવ્યો તેવી જ ભયહીન ત્રાડ નાખી ઘુઘવાટા કરતી તેની સામે વિકરાળ બની ધસી આવી. સિંહ કરતાં સિંહણ વધુ ઝનૂની હોય છે. કેસરી તરત જ શિકારને ત્યાં મૂકીને

ચાલ્યો ગયો અને દૂર ઝાડીમાં જઈને સૂતો. બીજી રાત્રે ભયહીન શિકાર માટે તૈયાર થઈને બહાર નીકળી ત્યારે કેસરી બોડ પાસે જતાં ગંધથી સમજી શકી કે પોતે બાપ બન્યો છે.

આ પ્રદેશમાં શિકારની ખેંચ રહેતી અને બચ્ચાંની કાળજીમાં ભયહીન સાવ અડધી થઈ ગઈ હતી. પોતે પણ દૂબળો પડી ગયો હતો. તે વખતે તેને પોતાની મા યાદ આવી અને પોતાના ઉછેર માટે તેણી કેટલું સહન કરતી હતી તે તેની નજર સામે તરવર્યું.

બચ્ચાં મોટાં થયાં ત્યારે તેમને શિકાર માટે ભયહીન બહાર ખેંચી લાવી. તે વખતે તે ટગુમગુ દોડતાં-રમતાં કૂદાકૂદ કરતાં હતાં. કેસરી ત્યાં ઊભો હતો, એટલામાં તેમને પશુની વાસ આવી અને તે સાથે તેની મા સાથે તેમણે જે પ્રાણઘાતક હુમલો કરેલો તે બધું તેને સ્મરણપટે દેખાયું અને તેને ભયની એક ધીમી ધ્રુજારી આવી ગઈ. છતાં તેણે ભૂખથી રિબાતી સિંહણ અને ટળવળતાં બચ્ચાંની મમતાએ શિકાર માટે આગળ વધવું જારી રાખ્યું. બચ્ચાં આગળ વધી શક્યાં નહિ એટલે સિંહણ પણ ત્યાં જ બેસી ગઈ. તેમને છાંયડામાં મૂકી તે ઢોરની વાસ આવતી હતી તે દિશાએ ઊપડ્યો. નજીક આવતાં તેણે તાપણાં સળગાવી ચોમેર ઘૂમતા માણસો અને તેમની વચ્ચે સૂતેલાં ઢોરનું બાળધું જોયું. બે બાજુએ ચોકિયાતોનો પડાવ હતો. પવનની હેઠવાસે બહુ જ સાવચેતીપૂર્વક તેણે આંટો માર્યો અને સાપની પેઠે ભોંય સરસો સરકતો દશેક ડગલાં દૂર જેટલો નજીક જઈને, નજીકના એક બળદ ઉપર એક જ છલાંગે કૂદી પડ્યો. તે સીધો તેની પીઠ ઉપર જ

પડ્યો અને એક જ પંજે તેની ગરદન પકડીને ખેંચી. બળદ તૂટી ગયો. તેની વાસે ભયભીત બનેલા બળદો અને વાછડા ઊંચા પૂંછડાં લઈ નસકોરા ફુલાવતા નાસાનાસ કરવા લાગ્યા, ને એક ચોકીદારને તો ખૂંદી પણ નાખ્યો. અંધારી રાત્રે એકલો વિજેતા જેવો શાર્દૂલ શિકારની મોજ માણી રહ્યો.

એટલામાં દૂરથી હાકલા પડકારા થતા સંભળાયા. મશાલોનાં અજવાળાં પથરાયાં અને તે જોતાં શાર્દૂલને મોત જેટલો ડર લાગ્યો, પણ પેટમાં વ્યાપેલી ક્ષુધા અને મોંમાં તાજા શિકારનું લોહી એની પીઠ થાબડતું હોય એમ એને બેદરકાર બનાવી રહ્યાં, અને પોતાની માએ શિકારી ઉપર હુમલો કરીને તેને મારેલો તે યાદ આવતાં પોતે એ રીતે તેમનો ઘાણ કાઢી નાખશે એવી હિંમત પણ આવી. સિંહને શિકાર ઉપરથી ઉઠાડવો એ જીવનું જોખમ છે. માણસો આવી પહોંચ્યા એટલે છુપાઈને ઊભેલા શાર્દૂલે છલંગ મારી અને એક માણસને એક જ થાપો મારી, તેને એક જ ઝટકે પીઠ પર નાખી છલંગો ભરતો તે નાસી છૂટ્યો અને તે દિવસે પોતાના કુટુંબ સાથે નવા ભક્ષની મિજબાની તેણે ઉડાવી.

મનુષ્યનું લોહી તેમણે પહેલવહેલું ચાખ્યું અને તે મીઠાશે તેના જીવનને હોડમાં મૂકી દીધું. માણસના લોહીનો સ્વાદ તેને અકરાંતિયા બનાવવા કરતાં જોખમ ખેડવા લલચાવી શક્યો અને એ રીતે મનુષ્યભક્ષી થયેલો કેસરી ભયંકર સાહસ ખેડતાં અનેક શિકારીઓની ગંભે આફતમાં ઘેરાઈ જવા લાગ્યો. છેવટે એવા એક હલ્લામાં ગોળીથી વીંધાઈ જઈ પોતાનું ચક્રવર્તીપણું તે ગુમાવી બેઠો.

●

## ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલયનાં પ્રકાશનો:

૩૭ જાપાનનો
જ્વાળામુખો „ ૦–૩–૦
૩૮ ચાંદો સૂરજ „ ૦–૪–૦
૩૯ જંગલમાં રખડતાં „ ૦–૪–૦
૪૦ જ્ઞાનગંગા „ ૦–૩–૦

**બીજું વર્ષ**

૪૧ અંતરનાં અજવાળાં ૦–૫–૦
[ બીજી વાર ]
૪૨ કૂતરાની કહાણી „ ૦–૮–૦
૪૩ ગરવી ગુજરાત „ ૦–૭–૦
૪૪ જગતના
જંગલમાંથી „ ૦–૫–૦
૪૫ કીર્તિમંદિર ૦–૬–૦
૪૬ વાઘની બોડમાં ૦–૬–૦
૪૭ વિજ્ઞાનવિનોદ ૦–૫–૦
૪૮ નાનકડી વાતો ૦–૬–૦
૪૯ કથાગીતો ૦–૬–૦
૫૦ વાનર પુરાણ ૦–૬–૦
૫૧ જનપદ [ભેટ] ૦–૧૨–૦

**ત્રીજું વર્ષ**

૫૨ ચાંદની ૦–૪–૦
૫૩ શિકારકથાઓ ૦–૮–૦
૫૪ રમકડાં ૦–૬–૦
૫૫ ભવ્ય જગત ૦–૧૦–૦
[વાર્ષિક લવાજમ રૂ. ૩–૦–૦]

**સામાજિક સાહિત્ય**

૫૬ ધૂમ્રશિખા ૧–૪–૦
૫૭ અંગાર ૧–૪–૦
૫૮ કલંકિત [ અપ્ટન
સિંકલેર] ૧–૪–૦
૫૯ તિલોત્તમા ૦–૬–૦
૬૦ વિસર્જન [ટાગોર] ૦–૬–૦
૬૧ પૂજારિણી „ ૦–૧૨–૦
૬૨ આકાશનાં પુષ્પો
[ગગનવિહારી
મહેતા ] ૧–૮–૦
૬૩ પરિણીતા (ત્રીજી આવૃત્તિ)
[શરદબાબુ] ૦–૮–૦
૬૪ પલ્લીસમાજ „ ૧–૪–૦
૬૫ છબી
(બીજી આવૃત્તિ) ૧–૦–૦
૬૬ ચંદ્રનાથ „ ૦–૧૪–૦
૬૭ સ્વામી „ ૧–૪–૦
૬૮ કાશીનાથ ૧–૮–૦
૬૯ શ્રીકાન્ત ભા. ૧–૨ ૩–૦–૦
૭૦ વેણીનાં ફૂલ (પાંચમી આવૃત્તિ)
[ મેઘાણી ] ૦–૮–૦
૭૧ કિલ્લોલ „ ૦–૮–૦
૭૨ પ્રગતિશીલ જાપાન ૧–૦–૦
૭૩ નિરંજન [મેઘાણી] ૨–૦–૦
૭૪ સોરઠ, તારાં
વહેતાં પાણી „ ૨–૮–૦
૭૫ કંકાવટી:
મંડળ બીજું „ ૦–૧૪–૦

ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય : ગાંધી રસ્તો : અમદાવાદ

## ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલયનાં પ્રકાશનો

૭૬ હરીંદ્રનાં બે નાટકો ૦-૭-૦
૭૭ કર્મભૂમિ ભાગ ૧ [સચિત્ર] ૨-૦-૦
૭૮ કર્મભૂમિ ભાગ ૨ ૨-૮-૦
૭૯ સંગિતમાર્ગદર્શિકા ૦-૬-૦
૮૦ સંગીતવિનોદ ૦-૧૦-૦
૮૧ વિદ્યાર્થી અને યુવકોને ૦-૪-૦
૮૨ સાચું જીવન [ટૉલ્સ્ટૉય] ૦-૧૦-૦

### રાષ્ટ્રિય સાહિત્ય

૮૩ મોહાવેરો ભા.૧-૨ ૦-૩-૦
૮૪-૮૫ રંગદ્વેષનો દુર્ગ [દક્ષિણ આફ્રિકાનો પ્રશ્ન બે ભાગમાં સચિત્ર] ૫-૦-૦
૮૬-૮૯ આખરી ફેંસલો ભા. ૧-૨-૩-૪ [મહાત્માજી]
પાકું પૂંઠું ૬-૪-૦
કાચું પૂંઠું ૫-૦-૦
૯૦ સંપૂર્ણ દારૂનિષેધ ૦-૮-૦
૯૧ હરિજન ભાગવત ૦-૧૨-૦
૯૨ તરુણ ભારત [વીર લાલાજી] ૧-૧૨-૦
૯૩ હિંદુસ્તાનના વેપાર-ઉદ્યોગનો નાશ ૦-૮-૦
૯૪ બેવડું પાપ યાને હિંદુસ્તાનની પાયમાલી [ગોપાળદાસ પટેલ] ૦-૬-૦
૯૫ બંગાળા બેહાલ ,, ૦-૭-૦
૯૬ સ્વરાજ્યનાં ગીતો ૦-૧૦-૦
૯૭ દેશી રાજ્યો ને ફેડરેશન [ચુનીલાલ શામજી ત્રિવેદી] ૫-૦-૦

### જૈન સાહિત્ય

૯૮ આધ્યાત્મિક વિકાસક્રમ [પં. સુખલાલજી] ૦-૬-૦
૯૯ જૈનદષ્ટિએ બ્રહ્મચર્ય વિચાર ,, ૦-૫-૦
૧૦૦ ભગવાન મહાવીરના દશ ઉપાસકો ૦-૮-૦
૧૦૧ સામાયિકના પ્રયોગો છટ્ઠી આવૃત્તિ [પં. લાલન] ૦-૫-૦
૧૦૨ અન્તગડદસાઓ ને અણુત્તરોવવાઇયદસાઓ [એમ. સી. મોદી, અંગ્રેજી અનુવાદ નોટ્સ કોપ સાથે] ૩-૦-૦
૧૦૩ સમરાઇચ્ચિકહા બે ભાગ—પાકું પૂંઠું ૪-૦-૦
સંપાદક ઉપર પ્રમાણે

ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય : ગાંધી રસ્તો : અમદાવાદ

## ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલયનાં પ્રકાશનો

## ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલયનાં પ્રકાશનો

૧૩૬ નર્મદનું પદ્ય મંદિર (બીજી આવૃત્તિ) ૧-૮-૦
૧૩૭ ખંભાતનો ઇતિહાસ (૨૫ પ્લેટો સહિત૪-૮-૦)
૧૩૮ ૩૩-૩૪ નું ગ્રંથસ્થ વાઙ્મય ૦-૧૨-૦
૧૩૯ ૩૪-૩૫નું ગ્રંથસ્થ વાઙ્મય ૦-૧૨-૦
૧૪૦ ૩૫ નું ગ્રંથસ્થ વાઙ્મય ૦-૧૨-૦
૧૪૧ જૌહર [ધીરજલાલ ધનજીભાઈ શાહ] ૦-૬-૦
૧૪૨ હિંદના વિદ્યાપીઠો [રતિલાલ ત્રિવેદી] ૧-૮-૦
૧૪૩ કીર્તિસ્તંભ [મગનલાલ બ્રહ્મભટ્ટ]૧-૦-૦
૧૪૪ પથિકનાં પુષ્પો ૧-૦-૦
૧૪૫ વિલ્હેમ ટેલ [નરસિંહભાઈ પટેલ] ૨-૦-૦
૧૪૬ નૈવેદ્ય [ટાગોર],, ૦-૮-૦
૧૪૭ નાજુક સવારી ૧-૮-૦
૧૪૮ આફ્રિકાના પત્રો ૦-૬-૦
૧૪૯ રૂઢિનાં કલંક [લાંબી નવલકથા] ૨-૮-૦
૧૫૦ પ્રતિજ્ઞા [નાટક] ૦-૬-૦
૧૫૧ સૂડી વચ્ચે સોપારી ૦-૪-૦
૧૫૨ દૃષ્ટાંત શતક ૦-૧૦-૦
૧૫૩ ભારતીય સ્વરાજ્ય ૨-૮-૦
૧૫૪ તરતાં ફૂલ [ધનશંકર ત્રિપાઠી]૧-૦-૦
૧૫૫ ધર્મ ને ધર્મનાયક ૦-૬-૦
૧૫૬ આઝાદીનો જંગ ૧-૮-૦
૧૫૭ મોટી ચાંદા પોળી ૦-૩-૦
૧૫૮ કચ્છની લોકકથાઓ૧-૮-૦
૧૫૯ સોની હુન્નર પ્રકાશ ૨-૮-૦
૧૬૦ ધૂમકેતુ પાઠસંગ્રહ ૦-૧૦-૦
૧૬૧ પડઘા ૦-૫-૦
૧૬૨ ભીલકુમાર અને બીજાં નાટકો ૦-૫-૦
૧૬૩ પડછાયા ૦-૮-૦
૧૬૪ રશિયાના પત્રો [ટાગોર] ૧-૦-૦
૧૬૫ આત્માના આંસુ,, ૦-૩-૦
૧૬૬ તારણહાર ૧-૪-૦
૧૬૭ દીપમાળ [ટૂંકી વાર્તાઓ] ૧-૪-૦
૧૬૮ સંક્ષિપ્ત કરણઘેલો ૦-૮-૦
૧૬૯ ઝૂરતું હૃદય ૦-૫-૦
૧૭૦ ઢીંગલી [નાટક] ૦-૧૨-૦
૧૭૧ સુંદર વાતો [ગિજુભાઈ] ૦-૬-૦
૧૭૨ આંબાવાડિયું ,, ૦-૮-૦
૧૭૩ ભેરુ ,, ૦-૬-૦
૧૭૪ રૂપકથા ભાગ ૧-૨ ૦-૮-૦
૧૭૫ સુરધૂની [નાટકો] ૦-૧૨-૦

## અમારાં તથા સોલ એજન્સીનાં નવાં પ્રકાશનો

| | | |
|---|---|---|
| ૧૭૬ | પરશુરામ-સચિત્ર [ ધૂમકેતુ ] | ૦-૨-૦ |
| ૧૭૭ | રજપૂતાણી ને બીજી વાતો ,, | ૦-૨-૦ |
| ૧૭૮ | દેવદાસ [ શરદ્‌બાબુ ] | ૧-૦-૦ |
| ૧૭૯ | ગોદાન [ પ્રેમચંદજી ] | ૨-૮-૦ |
| ૧૮૦ | કંકાવટી મંડળ. ૧ [પાંચમી આવૃત્તિ][ મેઘાણી ] | ૦-૮-૦ |
| ૧૮૧ | શિકાર-સચિત્ર [ શ્રીરામ શર્મા ] | ૧-૮-૦ |
| ૧૮૨ | માનવદેહમંદિર (સો ચિત્રો સહિત) [ દેસાઈભાઈ ] | ૧-૪-૦ |
| ૧૮૩ | સાહિત્યદર્શન [ અંબાલાલ નૃ. શાહ ] | ૦-૧૦-૦ |
| ૧૮૪ | કથાપરી [ કિશોરોપયોગી બાલવાર્તાનો સંગ્રહ ] | ૨-૮-૦ |
| ૧૮૫ | અર્ચન [ કાવ્યનો સંગ્રહ ] | ૨-૦-૦ |
| ૧૮૬ | કાવ્યસંહિતા ,, | ૧-૦-૦ |
| ૧૮૭ | પક્ષીમિત્રો ( સચિત્ર ) | ૦-૫-૦ |
| ૧૮૮ | તુલસીદાસ ,, | ૦-૩-૦ |
| ૧૮૯ | અજિતા [ નવલકથા ] [ ધૂમકેતુ ] | ૨-૮-૦ |
| ૧૯૦ | પરાજય [ નવલકથા ] [ ધૂમકેતુ ] | ૨-૮-૦ |
| ૧૯૧ | નાની પોથી ધૂમકેતુ | ૦-૧-૦ |
| ૧૯૨ | પહેલી ચોપડી ,, | ૦-૧-૦ |
| ૧૯૩ | બીજી ચોપડી ,, | ૦-૧-૬ |
| ૧૯૪ | સંત ચરિતાવલિ ,, | છપાય છે |
| ૧૯૫ | ચાલો ગામડામાં | છપાય છે |

ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય : ગાંધી રસ્તો : અમદાવાદ

## અ મા રાં પા ઠ્ય પુ સ્ત કો

ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલયનાં પ્રકાશનો

## ૧૯૩૭-૩૮-૩૯નાં નવાં પ્રકાશનો

| | |
|---|---|
| નીતિશાસ્ત્ર પ્રવેશ [વામન મલ્હારરાવ જોશી] [અનુવાદક : ગોરધનદાસ ક્હાનદાસ અમીન] | ૩-૮-૦ |
| 'ચા-ઘર' [નામાંકિત લેખકોની ટૂંકી વાર્તાઓનો સંગ્રહ] | ૧-૦-૦ |
| સોરઠ, તારાં વહેતાં પાણી [મેઘાણી] | ૨-૮-૦ |
| ધર્મ અને ધર્મનાયક [પૃ. ૨૫૦] | ૦-૬-૦ |
| શા માટે બંધન? [માણેકલાલ જોશી] | ૧-૪-૦ |
| શ્રીકાન્ત : ભાગ ૧-૨-૩-૪ [શરદબાબુ] | ૭-૦-૦ |
| આચાર્ય કૃપાલાનીના લેખો | ૨-૦-૦ |
| દેશી રાજ્યો ને ફેડરેશન | ૫-૦-૦ |
| શાહજાદી [દ્વિતીયાવૃત્તિ] [મેઘાણી] | ૧-૦-૦ |
| કલંકિત [અપ્ટન સિંકલર] | ૧-૪-૦ |
| મલ્લિકા [ધૂમકેતુ] | ૨-૮-૦ |
| રાજમુગટ [સુધારેલી આવૃત્તિ] ,, | ૨-૦-૦ |
| સર્જન ને ચિંતન ,, | ૧-૮-૦ |
| ધૂમકેતુ-પાઠસંગ્રહ [સં૦ મધુસૂદન મોદી] | ૦-૧૦-૦ |
| નૌજવાન સુભાષ [ગુણવંતરાય આચાર્ય] | ૦-૮-૦ |
| રાજાની રાણી [રમણિકલાલ દલાલ] | ૦-૮-૦ |
| નાજુક સવારી [હાસ્યરસિક નિબંધો] [વિજયરાય વૈદ્ય] | ૧-૮-૦ |
| અપરાધી [મેઘાણી] | ૨-૮-૦ |

ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય : ગાંધી રસ્તો : અમદાવાદ

૨-૦-૦

# જીવન સંગીત

સાત ચિત્રો સાથે

લેખક : હરિપ્રસાદ ડોકટર

આ એક નવલકથા છે. આના લેખક ડૉ. હરિપ્રસાદ કલાપ્રેમી, સાહિત્ય-સેવક, નગરજન અને રાજદ્વારી પુરુષ છે. એમણે પુષ્કળ વાંચ્યું છે અને ઘણું દેશાટન કર્યું છે. એમના આશાવાદી પણ મનનશીલ જીવનના સારરૂપ આ નવલકથા બની છે. એમાં હાસ્યરસ છે, સુંદર કલામય ધામોનાં વર્ણન છે અને કરુણરસ પણ છે, છતાં ઉચ્ચ આદર્શદર્શન છે.

•

અમદાવાદ શહેર અને ગૂજરાતનાં છેલ્લાં ૪૦ વર્ષનો ઇતિહાસ આમાં વણાઈ ગયો છે; જે ઇતિહાસ રચવામાં લેખકે પોતે પણ કાંઈ નાનોસૂનો ભાગ ભજવ્યો નથી. મહાત્મા ગાંધીજીની આખી પ્રવૃત્તિનું આમાં ભાવભીનું વર્ણન છે.

•

વિજ્ઞાન, તત્ત્વજ્ઞાન, સંગીત, નૃત્ય, ચિત્ર ને સ્થાપત્ય તથા તીર્થસ્થાનો અને ધર્મના રસિક મીમાંસકને આ 'જીવન સંગીત'માં આપણે સંસારનું મધુર દર્શન કરાવતા જોઈએ છીએ. મૈત્રીની અને વિવેકાનંદ, ગેટે અને ટોલ્સ્ટોય, ગોવર્ધનરામ અને ટાગોર વગેરેના ઊંડા અભ્યાસીએ સહેલી સરળ ભાષામાં દરરોજ બનતા બનાવોમાંથી આવી રમ્ય વસ્તુસંકલના સરજી છે.

•

ટૂંકમાં આ નવલકથામાં વ્યક્તિગત અને દેશના ઘણા પ્રશ્નોના ઉકેલ છે અને ઉન્નત જીવન માટે સંદેશ છે.